# ભાટીઆ કુલોત્પતી ગ્રંથ.

ઠકર ચતુરભુજ વાલજી જેરાજાણી
ખંભાલીઆ વાલાએ
રચી.

આવૃતી ૧ લી.

મુંબઈ;
રીપન પ્રીનટીંગ પ્રેસમાં છપાવી પ્રગટ કર્યો.

સંવત ૧૯૪૨ શ્રાવણ—સને ૧૮૮૬.

કીમત આના ૬.

# પ્રસ્તાવના



ભાટીઆ વંસ વિસ્તાર યાદવ કુલરંગ મહાભદ્ર પુરૂષ શ્રીકૃષ્ણથી સરૂ થાયછે આ વિષય સમંધી "ભાટીઆની કુલકથા" નામનો કવીતા રૂપ ગ્રંથ પ્રથમ છપાઈને બાહાર પડેલો છે પણ તેની અંદર કેટલીએક બાબતો અપુર્ણ અને ત્રુટક માલમ પડવાથી ભર્થ ભુમીના સમંધમાં લખાયલા ઈતીહાસોમાંથી ભાટી રાજ્ય કુલને લગતી જે જે હકીગતો મલી આવી છે તેનો સંગ્રહ કરીને ભાટી કુલના હેવાલ ઉપર વધારે પ્રકાશ પાડવાનો આ પ્રયત્ન કર્યો છે. સરૂવાતમાં આર્યવર્તના પ્રખ્યાત ઈતીહાસરૂપ મહાભાર્થ તથા પર્મ ધર્મ રૂપ શ્રીમદ્ભાગવત નામના પવીત્ર ગ્રંથોનો આધાર લીધો છે અને તે પછીનો હેવાલ દેશી તથા ઈતર દેશીઓએ લખેલા આર્ય દેશને લગતા ઈતીહાસમાંથી લીધો છે તોપણ જેટલો જોઈએ તેટલો સંપુરણ હેવાલ મલી આવ્યો નથી તથાપી ભાટીઆની કુલકથા નામના ગ્રંથ કરતા આ ગ્રંથમાં કેટલીએક નવી બાબતો આપવામાં આવી છે.

દરેક સક્ષને પોતાના કુલની ઉતપતી શી રીતે થઈ છે તે જાણવાની તત્પ આકાંશા હોય છે એ સ્વભાવીક નીયમ છે અને તેજ પ્રમાણે ભાટીઆ ઠાકુર જેઠુમલ એક વખત બાદસાહની કચેરીમાં બેઠો હતો તે વખતે રાજ્યાધીકારીઓમાં કુલ તથા જાત વીષે ચરચા ઉઠતાં જેઠુમલને સવાલ પુછવામાં આવ્યું કે તમે ભટીઓ જાદવવંસી હોવાનો દાવો કરોછો તે શીરીતે છે; તમારો ગોત્ર, સાખા, તથા પરવરના નામ બતાવો? જેઠુમલને આ વિષયમાં પુરતી માહીતગારી નહી હોવાથી અધીકારીઓના સવાલનો જવાબ આપી નહી શકયો તેથી રાજ્ય સભામાં તેનું હાસ્ય થયું તે બનાવ તેને મરણ તુલ્ય લાગ્યું. ભાટીઆ જાદવવંસી છે એમ તેણે પોતાના વડીલોના મોંઢાથી સાંભલેલું હતું, પણ જાદવોમાંથી ભાટીઆ

કેમ કેહેવાણા તથા મથુરાજીમાંથી ખસીને મારવાડની થલીમા કયારે અને શા કારણથી વસ્યાં, તે વીષે તે બીલકુલ જાણુતો ન'હતો, તેથી મુલતાનના રેહવાસી સારસ્વત બ્રાહ્મણ બીહારીલાલના છોકરા જશાને જઇ કહીઉં કે તમને અમે અમારી જ્ઞાતીની અજાચવૃતી આપશું અને ખરચને માટે જે દ્રવ્ય લાગશે તે પુરૂં પાડશું પણ તમે દેશ દેશાવરમાં ફરી ભાટી કુલની ઉતપતીનો ખરેખરો વૃતાંત લાવી આપો. જશા ભાટે તે કબુલ કીધું અને પછી મુશાફરીએ નીકલી મુલકે મુલક ફરી જે વૃતાંત મલ્યો તે એકઠો કર્યો અને તે ઉપરથી ભાટીઆની કુલ કથાનો ગ્રંથ ઉતપન થએલો છે. આ ગ્રંથની અંદર બીજી કેટલીએક નવી બાબતોનો વધારો કરી અસલ કરતાં જુદી ઇબારત ઉપર રચવામાં આવ્યો છે અને તે બધા ભાટીઆ ભાઇઓને જાણવો ઘણો ઉપીયોગી છે.

---

# અનુક્રમણિકા.

## પ્રકરણ ૧ લું.



## પ્રકરણ ૨ જું.



## પ્રકરણ ૩ જું.



## પ્રકરણ ૪ થું.



## પ્રકરણ ૫ મું.

## પ્રકરણ ૬ ઠું.



## પ્રકરણ ૭ મું.



## પ્રકરણ ૮ મું.



## પ્રકરણ ૯ મું.



## પ્રકરણ ૧૦ મું.

# ગ્રંથારંભે ભગવત સ્તુતી.



દોહોરા.

વિપતિ વિનાશન અઘ હરણ, સુખ સંપતિ વર દાય
કૃપા કરો મુજપર પ્રભુ, મહિપતિ પતિ સિર રાય ॥ ૧ ॥

નીતિ ધર્મ નિરમલ મલે, પાતક ટલે અનેક
કૃપા વલંબન નાથ તુજ, ટાલે અતિ ઉદ્વેગ ॥ ૨ ॥

સૃષ્ટી સકલ જડ જીવના, કારણ આપ અનુપ
સર્વ શકતી સર્વજ્ઞ વલી, વ્યાપક સત્ય સ્વરૂપ ॥ ૩ ॥

સરણાગત વત્સલ સદા, પરમ પુનીત પ્રતાપિ
કષ્ટ વિદારણ કલ્પ તરૂ, દુર બુધ દીજે કાપિ ॥ ૪ ॥

વંદન વિનય સહિત કરૂં, મહતાનંદ સદાય
સદબુધ દીઓ બુધ સાગરા, રચના પુરણ થાય ॥ ૫ ॥



## પ્રકરણ ૧ લો.



### ભાટીઆ કુલોત્પતી વીષે ઈતીહાસ કરતાઓના વીચાર ઊપરથી ભુમીકા.

આ આર્ય ભુમીની ઉપર ઘણા ઘણા પ્રતાપી રાજાઓ અને માહાન વીદ્વાનો થઇ ગયા જેઓના બુધી બલ અને પરાક્રમના તવારીખમાં નોંધવા લાયક દાખલાઓ વિષે રૂષી મુનીઓએ લખેલા સ્મૃતી પુરાણ આદી અનેક ગ્રંથો હસ્તીમાં છે તથાપી કલીયુંગને પ્રારંભે કૌરવ અને પાંડવોની વચે રાજ્ય વિભાગના કારણથી મહા ભયંકર અને પ્રલય રૂપ સંગ્રામ થયા પછીનો ઇતીહાસ તમામ અંધારામાંછે અને તેજ કારણને લીધે ભાટીઆ કુલોતપતી વીષે સંપુરણ ખુલાશાથી લખવું જરા મુશકેલ થઇ પડયું છે તોપણ ઇતર દેશીઓએ લખેલા ઇતીહાસોનો આધાર લઇ તથા આપણા ભર્થખંડના જુદા જુદા ભાગો

તથા રાજ્ય કુલોને માટે લખાયલાં પુસ્તકોમાંથી ભટી અથવા ભાટીઆ કુલને લગતા હેવાલના છુટક છુટક ટુકડા લઇને આ ગ્રંથ લખવામાં આવ્યોછે.

ભાટ અને વૈવંચા લોકોએ પોતાના યજમાનના મંનરંજન કરવા સારૂ વંસાવલીનું વરણન કરવામાં તથા કુલની ઊતપતી દેખાડવામાં મન કલ્પીત બુટા ઊભા કરી વંસાવલીને વીચીત્ર રૂપ આપી દીધું હોયછે તોપણ તે વીષયને ધ્યાન આપી તપાસી જોતાં તેમાંથી કેટલો એક સાર મલી આવેછે અને તે સાર તત્વરૂપે કાંઇ ખોટો નથી હોતો.

આ દેશમાં રાજ્ય સતા ઉપર આવેલા અંગ્રેજ અમલદારોએ ભાટ લોકો પાસેથી મેલવેલી હકીગત ઉપરથી હીંદુસ્થાનના ઇતીહાશના ગ્રંથો લખ્યા છે. તેમાં કેટલીએક જગાએ તેઓએ સંકા દેખડાવી છે પણ મતલબ પુરતો હેવાલ મલી આવતાં તેઓની સંકાઓનો ખુલાશો કરવા આ ઠેકાણે બનતી તજવીજ કરવામાં આવશે.

કરનલ વાકર રાજકુલો વીશે બેઆન આપતાં ભાટ લોકો પાસેથી સાંભલેલી હકીગત ઉપરથી કેહેછે કે જાદવાસ્થલી રૂપી મહા પ્રલયકારક નાશ થયા પછી ફકત ચાર કે પાંચ જાદવો બચ્યાં હતાં જેઓના નામ અશપત, નરપત, ગજપત અને ભુપત કરીને હતાં. તેઓ અટક નદી ઓલંગીને હીંગલાજ માતાને સરણે ગયા. માતા હીંગલાજે તેમની દયા ખાઇને તથા પોતાના ભકત જાણીને તેમને બચાવ્યા. અશપતને દેવીએ પોતાના મોંઢાના જાડામાં સંતાડયો હતો તેથી તેના વંસજો જાડેજા કેહેવાણા; નરપતને પોતાના ચુડામાં સંતાડયો હતો તેથી તેના વંસજો ચુડાશમા, કેહેવાણા, ગજપતને માતાએ પોતાના બેશવાના ચાકડા નીચે સંતાડયો હતો તેથી તેના વંસજો ચગટ્ટા (મુગલ) કેહેવાણા અને ચોથો ભુપત તેને ભઠીમાં સંતાડયો હતો તેના વંસજો ભટી અથવા ભાટી કેહેવાણાં. આ હકીગત જે આકારમાં મુકવામાં આવી છે તે દેખીતીજ કલ્પીત છે કારણકે જાદવોને સંતાડવાના જે જે સ્થાનકો કહેલા છે તે સ્થાનકમાં માણસ સંતાઇ શકેજ નહીં. વલી જાદવોને એ પ્રમાણે સંતાઇ રેહેવાનું કાંઇ કારણ પણ ન હતું પણ ભાટ લોકોએ પોતાની હકીગત રસીક કરવા સારૂ એ પરમાણે લખેલું હશે.

જાદવોનો મોહોટો સમુદાય મરણ પામ્યા પછી બાકી રહેલા સખપતી

આનર્તદેશ (ઓખામંડલ) નો ત્યાગ કરીને હીંદુસ્થાનના જુદા જુદા ભાગોમાં પંથરાઇ ગયા. કેટલાએક શખશો સીંધુની ઉતરે ગયા કે જે પ્રદેશ તરફ હીંગલાજ માતાનું સ્થાનક છે. ત્યાં જઇને પોતાની રાજ્ય સતા બેસાડી તેથી તે બીનાને ભાટ લોકોએ રસીક કરવા સારૂ તથા હીંઘલાજ માતાનો મહીમા વધારવા સારૂ તેઓ માતાને સરણે ગયા અને માતાના પ્રસાદથી રાજય સતાને પામ્યા એમ દેખડાવ્યું છે.

કરનલ ટાડ પોતાના રાજસ્તાન નામના ગ્રંથમાં લખે છે કે જાદવાસ્થલી થયા પછી રાજા યુધીષ્ટર અને બલદેવજી રાજ્ય ખટપટથી વીરામ પામી સીંધુ નદી ઓલંગીને જાંબુલીસ્તાન તરફ ગયા અને ત્યાં જઇ ગજનવી નામે સેહેર વસાવ્યું અને પોતાના રાજયની સરહદ છેક સમરકંદ સુધી વધારી હતી.

શ્રીમદ્‌ભાગવત ઉપરથી માલમ પડે છે કે બલદેવજીતો પ્રભાસમાં-જ સ્વર્ગવાસી થયા હતા તથા કૃષ્ણ અને બલદેવજીના પતન થવાના સમાચાર સાંભલી પાંડવો અતી ખેદ યુકત મનથી પોતાના પૌત્ર પરીક્ષતને હસ્તીનાપુરનું રાજયા ભીષેક કરી પોતે હીમાચલ પરવત તરફ ચાલી નીકલ્યા હતા, તોપણ જાદવોએ સીંધુ દેશની ઉતરે પાહાડી પ્રદેશમાં જઇ પોતાની રાજય સતા બેશાડી હતી તે હકીગત કાંઇ ખોટી નથી.

કચ્છ દેશનો ઇતીહાશ લખનાર રાજેશ્રી આતમારામ કેશવજી કેહેછે કે, શ્રીકૃષ્ણનો પૌત્ર અનીરૂધ મીશર દેશના રાજા બાણાસુરની કન્યા ઉષા સાથે પરણ્યો હતો તથા શ્રીકૃષ્ણનો પુત્ર સાંબ મીસર દેશના પ્રધાન કોભાંડની પુત્રી રામા સાથે પરણ્યો હતો. ઉષાને અનીરૂધ થકી વજ્રનાભ નામનો પુત્ર તથા પ્રધાન પુત્રી રમાને સાંબ થકી ઉષ્ણીક અને સતાનીક એવા બે પુત્ર થયા હતા. મીશરાધીપતી બાણાસુરને પેટે પુત્ર નહી હોવાથી મીશર દેશનું રાજય કોભાંડને મલ્યું; અને કોભાંડને પણ પુત્ર નહીં હોવાથી તેના દોહીત્રા ઉષ્ણીક નેં તે રાજય મલ્યું હતું. જાદવાસ્થલીની વખતે ઉષ્ણીક મીશર દેશમાં હતો. ઉષ્ણીકની કેટલી એક પેઢીએ રાજા દેવેંદ્ર થયો જેને અસપત, નરપત, ગજપત અને ભુપત એવા ચાર પુત્રો હતાં તેમાં અશપત (ઉગ્રસેન) મુસલમાન લોકોના પ્રબલથી તેઓનો ધર્મ સ્વીકારી વટલી ગયો. નરપતે ગીજનીના બાદશાહ ફીરોજશાહાને મારીને ત્યાં પોતાનું રાજય જમાવ્યું; પણ પાછલથી

ફીરોજના દીકરા સુલતાનસાહે નરપતના દીકરા સમાને મારીને કાઢી મુકયો તેથી તે સીંધ દેશમાં આવી વસ્યો, જેના વંસજો સમા કેહવાય છે. ગજપત હતો તેણે સોરાષ્ટમાં જઇ પોતાનું રાજ્ય જમાવ્યું અને તેહાં તેના વંસજો ચુડાસમાના નામથી ઓળખાવા લાગા, પણ ચુડાશમા એ નામ તેઓએ શા ઉપરથી ધારણ કર્યું તે મજકુર રાજેશ્રીએ દેખડાવ્યું નથી. ચોથો છોકરો ભુપત કરીને હતો તે મારવાડ તરફ ઉતર્યો, ત્યાં તેણે જેસલમેર વસાવ્યું અને ભુપતસીંગ ઉપરથી તેના વંસજો ભાટી કેહેવાણા. આ હકીગત પણ રાજેશ્રી આતમારામને ભાટ લોકોના ચોપડા ઉપરથી મલેલી હોય એમ તેઓના લખાણ ઉપરથી સમઝાએ છે. જાડેજા અને ભટી એ બે કુલ જાદવ વંસી છે એમ પ્રમાણ કરતાં રાજેશ્રી આતમારામ લખે છે કે આદી નારાયણથી ૫૪ મી પેઢીએ શ્રીકૃષ્ણ થયા હતાં પણ તે વાત અમારા અનુમાનમાં ખરેખર આવતી નથી કારણ કે પુરાણો ની કાલ ગણના પ્રમાણે સતયુગ અને ત્રેતાયુગ વીતી ગયા પછી દ્વાપર યુગને અંતે શ્રીકૃષ્ણ જન્મ્યા હતા. તે કાલ ગણના પ્રમાણે જોવા જઇએ તો બ્રહ્મદેવે સૃષ્ટી ઉતપન કર્યા પછી લાખો વરશે શ્રીકૃષ્ણ થયા હતા. વલી એવું પણ પુરાણો આદી ગ્રંથોમાં પ્રસીધ છે કે શ્રીકૃષ્ણની અગાઉ બીજા ઘણા અવતારી પુરૂષો થઇ ગયા છે જે ઉપરથી એમ સીધ થાય છે કે દુનીઆ ઉપર માણુસ જાતની વસ્તી થયા પછી ઘણો કાલ વિતીત થઇને શ્રીકૃષ્ણનો જન્મ થયો હતો. રાજેશ્રી આતમારામના લખ્યા પ્રમાણે આદી નારાયણથી ૫૪ મી પેઢીએ શ્રીકૃષ્ણનો જન્મ માનીએ તો તે ગણના પ્રમાણે એટલે દર સેંકડે સરાસરી ત્રણ પેઢી લઇએ તો અઢારશો વરશ આવે છે એટલે પ્રથવી ઉપર માણશ જાતની વસ્તી થયા પછી આસરે બે હજાર વરશે શ્રીકૃષ્ણ થયા હતાં. પણ એ ગણના અનુમાનમાં ખરેખર આવી શકતી નથી. કૌરવ પાંડવોના વખતની રાજનીતી તથા તે વખતમાં રૂષી મુનીઓની વિદ્વતા, અસ્ત્રવિદ્યા અને શિલપી વિદ્યા વિષે પ્રાચીન ગ્રંથોમાં જે વરણન આપેલું છે તેવી સ્થીતી ઉપર આવવાને બે હજાર વરશ પુરતાં નહીં કેહેવાય, પણ કાલગણના કરવામાં મોહોટી અડચણ તો એછેકે પાંડવ યુધીષ્ઠિર રાજાએ પોતાનો શક વરતાવ્યો તેની અગાઉ બીજા કીઆ કીઆ રાજા શક કરતા થઇ ગયા તથા તેમનું શક કેટલા વર્ષ લગી ચાલ્યું તે વીષે શોધ કરતાં કાંઇ

પતો મલતો નથી એટલે કાલ ગણના બરોબર થઇ શકતી નથી. આદી નારાયણથી ૫૪ મો પુરૂષ શ્રીકૃષ્ણ થયા એમ મહાભાર્થના ગ્રંથમાંથી મલી આવશે, પણ તે અનુક્રમે પેઢીઓ લખેલી છે એમ નથી. જે જે દીવ્ય ગુણ સંપન્ન અને પ્રતાપી થઇ ગયા તેમાં ચોપનમો પુરૂષ શ્રીકૃષ્ણ હતા એ અનુમાનમાં ઠીક આવી શકે છે.

જાડેજા, ચુડાશમા, ભાટી, જાટ અને બીજી કેટલીએક જાતના રજપુતો પોતાને જાદવ વંશી કેહેવરાવે છે એમ દેખડાવી કરનલ ટાડ સંકા કરે છે કે જાદવાસ્થલી થયા પછી ફકત ચાર કે પાંચ જાદવો બચ્યા હતાં તેમાંથી એટલો બધો વંસ વીસ્તાર પામ્યો હોય એ માની શકાય નહીં. પણ જાદવો ચાર કે પાંચ બચ્યાં હતાં એમ માનવું એજ ભુલ ભરેલું છે શ્રીમદભાગવતમાં "चतुर पंचा वषेसता" એવો પદ છે તે માત્ર પ્રભાસ ગએલાને માટે છે કાંઇ જાદવોના બધા કુલને માટે નથી તે વીશેનો ખુલાશો અમે આગલ આપશું. કરનલ ટાડ પોતેજ એક ઠેકાણે લખે છે કે જાદવાસ્થલી થયા પછી શ્રીકૃષ્ણના છોકરાઓ પોતાની નબલી હાલત જોઇને દ્વાબનો મુલક છોડી સીંધ દેશની તરફ ગયા હતાં અને ત્યાં જઇને વસ્યા પછી મુશલમાન લોકોના જબર જસ્ત હુમલાની સામે ટકાવ નહી કરી શકયાથી ત્યાથી ખસીને મારવાડ અને સોરાષ્ટ વીગેરે જુદા જુદા સ્થાનકોમાં ઉતર્યા હતાં; પણ ગીરનારમાં પ્રાચીન શીલા લેખ છે તે ઉપરથી તથા ત્યાં રેવતી કુંડ, બલદેવજીની મુરતી, તથા નીમ નાથની જગા છે તે જોતાં ખાતરી થાએ છે કે અસલના વખતથીજ જાદવોની એક સાખા અતુટ ત્યાં રહેલી છે અને કરનલ ટાડ પણ તે વાત કબુલ કરે છે. આવી રીતના તવારીખ લખનારાઓના વીચાર છે તે સંક્ષેપમાં દેખડાવી અમારૂં વિષય અમે પ્રારંભ કરીએ છૈએ.

## પ્રકરણ ૨ જો.

### જાદવોની ઉતપતી.

યાદવો એ પુરવે થઇ ગએલા પ્રતાપી યયાતી રાજાના છોકરા યદુના વંસના છે. યયાતી રાજાનું રાજય આર્યવર્ત દેશના માથુર દેશ અથવા મથુરાજી જીલામાં હતું, આ જગ્યાએ યયાતી રાજાના વિષે

લખવા પેહેલા આર્યવર્ત દેશની ચતુરદિશા તથા હદ દેખડાવવા અમે જરૂર જાણીએ છેએ. આર્યવર્તનું પ્રમાણ, ભર્યખંડના પુર્વ તરફના છેક સમુદ્ર કીનારા આગલથી લઇને સીંધુ નદીના પશ્ચીમ કાંઠાના છેક સમુદ્ર કીનારાની વચેનો જે પ્રદેશ તે તથાં ઉતર શીમાં હીમાચલ પરવતથી લઇને દક્ષીણમાં વીંદયાચલ પરવતની વચેનો જે પ્રદેશ ત્યાં લગી છે. એ દેશની અંદર મોહોટી મોહોટી નદીઓ, ઉતમ પ્રકારના ફલ ફલાદીકના ઘણાક વન, ઘણી જાતના અનાજ નીપજાવી શકાય તેવી ફળદ્રુપ જમીન, અને મોહોટા મોહોટા સરોવર તથા ઘણી જાતના પશુ પક્ષીઓ હોવાથી આર્યવર્ત (ઉતમ) દેશ પાડેલું છે. આ દેશના વતનીઓને આર્યકરીને કેહેતા હતા તથા ત્યાં નાહાના નાહાના ઘણા રાજ્યો હોવાથી આર્યવર્ત ઘણા ભાગોમાં જેવાકે કુરૂ, પંચાલ, ચેદી, કેકય, શાલ્વ, વીદર્ભ, નીષધ, માથુર, કાશી અને કોસલ્ય વીગેરેમાં વેચાઇ ગયલો હતો.

જે વખતે યયાતી રાજા માથુર દેશમાં રાજ્ય કરતો હતો તે વખતે ચીન દેશમાં વિષપરવા નામનો અસુર રાજા હતો. વિષપરવાની છોકરી શરમીષ્ટા સાથે યયાતી રાજાના લગન થયા હતા. અને વિષપરવા રાજાના ગુરૂ સુકરાચાર્યની છોકરી દેવયાનીના લગન પણ યયાતી રાજા સાથે થયા હતાં. એ રાજાને દેવયાની થકી બે પુત્ર થયા તથા શરમીષ્ટા થકી ત્રન પુત્ર એમ સરવે મલીને પાંચ પુત્ર થયા હતા, તેમાં પેહેલો પુત્ર યદુ હતો. યદુને યુવરાજપદનો હક હોવા છતાં શરમીષ્ટાના છેલા પુત્ર પુરૂને પીતૃ ભકત જાણી યયાતી રાજાએ રાજગાદી આપી હતી. યદુ, દ્રહયુ, અને પુરૂ એવા ત્રણ પુત્રોના વંસજો સદાચર્ણી અને નીતીવાન હોવાથી તે ઉતમ પંકતીમાં લેખાણા અને તુરવસુ તથા અનુના વંસજો યવન તથા મ્લેછ થયા.

## કંસનું વધ.

યયાતી રાજાએ પુરૂને ગંગા અને જમનાની વચેના દેશનું રાજ્ય આપ્યુ અને યદુ તથા દ્રહયુ ને ફટાયા તરીકે થોડો થોડો મુલક આપયો. યયાતી રાજા પછી ઘણોક કાલ વિતીત થઇને તથા ઉતરોતર પ્રતાપી રાજા થઇને દ્રહયુના વંસમાં ભોજ કુલનો ઉગ્રસેન રાજા માથુર દેશના રાજયાસન ઉપર આવ્યો તે વખતે વ્રજ ભુમીનો કેટલોક ભાગ

જેને સુરસેન દેશ કેહેતાં હતાં તે શ્રીકૃષ્ણ ચંદ્રના દાદા સુરસેન જાદવના તાબામાં હતો. પણ તે માથુર દેશની સતા નીચે હતો. શ્રીકૃષ્ણના પીતા વસુદેવજી તે ઊગ્રસેન રાજાના ભાઈ દેવક રાજાની પુત્રી દેવકીજી સાથે પરણ્યા હતાં. વસુદેવજીને બધી મલીને અઢાર સ્ત્રીઓ હતી તેમા દેવ-કીજી મુખ્ય હતાં. દેવકીજીની કુંખે શ્રીકૃષ્ણચંદ્રનો જન્મ થયો હતો-પણ શાસ્ત્રમાં શ્રીકૃષ્ણનો પ્રાગટ્ય અયોની સંભવ કહેલો છે. બીજી સ્ત્રી રોહીણીજી હતાં તેને પેટે બલદેવજીનો જન્મ થયો હતો. વસુ-દેવજીના ભાઈ સમુદ્રવીજય ને નેમચંદ્ર કરી પુત્ર હતો તેને વૈરાગ ઉતપન થવાથી દીક્ષા લઈ તપ કરવા સારૂ વનમાં ચાલી નીકલ્યો હતો. ઉગ્રસેન રાજાને કંશ નામનો એક પુત્ર થયો તે મહા જોરાવર યોધ્ધો હતો પણ સ્વભાવે ઘણો દુષ્ટ, નીરદય, અને ક્રુર હતો તેણે પોતાના પીતા ઉગ્રસેનને કેદ કરી રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી હતી. કંસની રાજનીતીથી તેની પ્રજા ઘણી નારાજી હતી કારણ કે તે લોકોને બહુ પીડા કરતો હતો તેણે ઘણાક દૈત્ય અને અસુરોને તાબે કરી પોતા પાસે રાખ્યા હતાં. પ્રલંબ દૈત્ય, બક, ચાણુર તુણાવર્ત, અઘાસુર, મુષ્ટીક, પુતના, કેશી, ધેનુક વીગેરે દુરબુધીવાલા ઉનમદ લોકોના સહવાશથી કંશ પોતાના કુટંબી યાદવોને ઘણો ત્રાશ આપવા લાગ્યો તેથી યાદવો સરવે માથુર દેશ મુકીને કુરૂ, પંચાલ વીગેરે દેશોમાં જઈને વસ્યા અને દેવક, વસુદેવ અને અક્રૂર વીગેરે થોડાક જણ સમય જોઈ કંસની મરજી પ્રમાણે ચાલતાં તેજ દે-શમાં રહયાં હતાં. એ કંશ રાજા માગધ દેશના જરાસંધ રાજાની અસ્તી અને પ્રાપ્તી નામની બે કન્યા સાથે પરણ્યો હતો. કંશના જુલમથી તેની પ્રજા ઘણીજ ત્રાશ પામી ગઈ હતી અને એમ કેહેવાતું જે કંશનો સત્રુ પેદા થઈ ચુકો છે, હવે થોડા દીવસમાં એનો વિનાશ થાશે. એક વખત આકાશવાણી કંશના સાંભલવામાં આવી જે વસુદેવ અને દેવકીજીનો આઠમો પુત્ર થાશે તે તારો નાશ કરશે. આ ઉપરથી તેણે વસુદેવ તથા દેવકીજીને કેદખાનામાં નાખ્યાં હતાં અને તેઓને જે સંતતી થાતી તેને તે મારી નાખતો હતો. આવા ઘાતકી આચરણથી વસુદેવજીએ પોતાના પુત્ર બલદેવજી તથા શ્રીકૃષ્ણને કંશ ન જાણે તેમ છુપી રીતે નંદમહીર નામના આહીરને ત્યાં મોકલી આપયાં હતાં.

નંદરાયજીએ ઘણી સંભાલથી તથા ઘણા પ્યારથી આ બે છોકરાઓ
ને ઉછેરી મોહોટા કર્યા. શ્રીકૃષ્ણ નાહાનપણથીજ ઘણા ચાલાક, ચુકતીસીલ
કૌવતવાન, અને મન મોહીની મુરતી હોવાથી સહુ માણસોના મનનું
તણે પોતા તરફ આકરષણ કરી લીધું હતું. શ્રીકૃષ્ણ ગોકુલમાં રહીને
નંદ મહીરને ત્યાં ગાયો ચારતા હતા તથા આહીરના છોકરાઓ સાથે.
વનમાં ફરતા, રમતા અને કુસ્તી વીગેરે અંગ કસરત કરતા હતા.
બીજા ગોપાલો કરતાં શ્રીકૃષ્ણ વાંસલી બહુ સારી વજાડી જાણતા હતા.
વાંસલીની ધ્વની એવી તો મધુર હતી કે તે સાંભલીને જંગલ
માંહેના પશુ પક્ષી સહુ સ્તબ્ધ થઇ રેહેતાં હતાં. જારે શ્રીકૃષ્ણ વનમાં
ગાયો ચરાવવાને જાતા હતા ત્યારે ત્યાં તેમને વીઘન કરવા સારૂં
રાક્ષસો તથા માંસહારી પસુઓ આવતાં તેમની સાથે લડીને તેમને
જમપુરી મોકલાવતા. એવી રીતના તેના પરાક્રમને લીધે તેની વીખ્યાતી
કંસ રાજાની કચેરીમાં પોહોંતી. કંશના ગાત્ર પોતાના પાપના ડરથી
કંપવા લાગા ને તેણે વીચાર્યું જે રખેને તે કોઇ ક્ષત્રી નંદન હોય
અને ભયથી ત્યા સંતાઇને રહયો હોય તથા ભવીષ્ય ઉપર મારા ઘાતનું
ચીંતવન કરતો હોય માટે એવાને તો જલદી મારી નાખવો જોઇએ. એમ
વીચારી શ્રીકૃષ્ણના પ્રાણઘાત કરવા સારૂં તેણે અઘાસુર, બકાસુર, કેશી,
ધેનુક અને પુતના આદી રાક્ષસોને એક પછી એક એમ મોકલયા.
શ્રીકૃષ્ણની વય તે વખતે ઘણી નાહની હતી તે છતાં તેણે તે સરવેને
ભુંડી રીતે મારી જમપુરી મોકલાવી દીધા. ગોકુલમાં નંદમહીરને ઘેર
શ્રીકૃષ્ણ અગીઆર વરશ અને બાવન દીવશના થયા ત્યાં સુધી રહયા
હતા એટલા વખતમાં તેઓએ જે બાલ ક્રીડા કરી તેનું વરણન કરતાં
વૈષ્ણવી સંપ્રદાયના કવીઓએ એટલો તો શ્રૃંગારરસ વરણવ્યો છે
કે મહાભદ્ર પુરૂષ જાદવકુલ મુગટમણી શ્રીકૃષ્ણને નિંદીત અને
વ્યભીચારીનું રૂપ આપી દીધું છે; પણ એવી રીતે પોતાની કાવ્ય શકતી-
નો પ્રકાશ કરતાં કવીઓએ આગલ પાછલનો કાંઇપણ વીચાર કર્યો
નથી. વીવેક અને ગાંભીર્યતાની નજરથી જોતાં અગીઆર વરશની વયના
બાલકના વીશે આવા રીતના વ્યભીચારના ગુણ બીલકુલ સંભવતા
નથી. શ્રૃંગાર પ્રીય કવીઓએ જે કાવ્યરચના કરી છે તે ઉપર લાંબો
વીચાર નહી કરતાં શ્રીકૃષ્ણના વીશે જે દોશ બુધીથી જોય છે તેઓ
મોહોટી ભુલ કરેછે.

શ્રીકૃષ્ણને કેટલાએક શખસો ક્ષત્રી કુલદીપક મહાભદ્ર પુરૂષ શહો માને છે અને ઘણા લોકો તેને વીષ્ણુંનો અવતાર માને છે શ્રીમદ્ભાગવતમાં શ્રીકૃષ્ણના ઐસ્વર્ય દરશક પરાક્રમ વરણવેલાં છે તેમાં એવી હકીકત છે કે એક વખત આહીરના છોકરાઓ સાથે ગાયો અને વાછરડાને વનમાં ચરાવતા હતા તે વખતે દાવાનલ લાગવાથી ચારે બાજુ અગની ફરી વલી હતી અને કૃષ્ણના સાથી બીજા ગોપાલો સહુ અતીશે ગભરાવા લાગા ત્યારે શ્રીકૃષ્ણ પાણીની અંજલીની માફક દાવાનલનું પાન કરી લીધું અને વનને પાછું નવપાલવ કર્યું હતું; એજ રીતે ગીરરાજ પરવતને સાત દીવસ સુધી ટચલી આંગલી ઉપર ઉઠાવી લઇ વરશાદના ઉપદ્રવથી ગોકુલવાસીઓને બચાવ્યાં હતાં અને ગુરૂ સાંદીપીનીના મરણ પામેલા પુત્રોને બ્રહ્મલોકમાંથી પાછા લાવી આપ્યા હતા. વીગેરે, વીગેરે.

આવી રીતના કૃત્યો તે ખરેખર અમાનુષ્ય અથવા માણસ જાતથી નહી બને તેવા છે અને જેવી રીતે ભાગવતમાં તથા મહાભાર્થના ગ્રંથો-માં વરણન કરેલું છે તે પ્રમાણે શ્રીકૃષ્ણે ખરેખરા કામ કર્યા એમ જો આપણે માનીએ તો પછી તેને ઇશ્વરનો અવતાર માનવામાં કાંઇપણ વાંધા ભરેલું નથી. ભાગવતમાં એક ઠેકાણે અવતારાદીકનું વરણન કરતાં કવીસ્વર વ્યાસજી કહેછે કે. "एतेचांं शाकला पुम्सा कृष्णस्तु भगवान स्वयं."

કંસે કૃષ્ણની પ્રાણઘાતને માટે જે જે મારા મોકલ્યા તે બધા શ્રી-કૃષ્ણને હાથે પરલોકને પામ્યા તે પછી શ્રીકૃષ્ણ તથા બલરામને પોતાના દરબારમાં તેડાવી ચાણુર અને મુષ્ટીક આદી અસુરોને હાથે મરાવી નાખ-વાની ગોઠવણ કીધી અને અક્રુરને રથ આપીને બેહુ ભાઇઓને તેડવા સારૂં ગોકુલ મોકલ્યો. અક્રુરના તેડવા આવવાથી નંદ તથા તેની સ્ત્રી ય-શોદાને પોતાના પાલીત પુત્રોને માટે ઘણો ભય ઉતપન થયો પણ તે બેહુ ભાઇઓએ અક્રુરની સાથે જવાની હીમત તથા ખુસી દેખડાવી તેથી નંદ તથા બીજા ઘણા ગોપાલો શ્રીકૃષ્ણની સાથે મથુરા ગયા. રસ્તામાં કંસ રાજાનો ધોબી મલ્યો તેને મારી કંસના વસ્ત્ર લઇ પોતે પેર્યા તથા આહી-રોને પેહેરાવ્યાં. આગલ ચાલતાં કંસની દાસી કુબજા મલી તેની પાસેથી ચંદન લઈ પોતાના તથા ગોપાલોના સરીર ઉપર લગાડયો અને કુબજાને

તારૂણ્ય આપ્યું, કંશના દરબારમાં ગયા ત્યાં કંસે કૌલીઆપી હાથીને દારૂ પાઇને મસ્ત કરી રાખેલો હતો તે ઉપદ્રવ કરવાને સામે ધાયો તેને પણ એ બે ભાઇઓએ મારી નાખ્યો. તે પછી ચાણુર અને મુષ્ટીક એવે નામે બે મલ તેમની સામે થયા તેઓને પણ પ્રાણ મુકત કર્યા અને પછી કંસ રાજાની કચેરીમાં ગયા. સીંહાસન ઉપર બેઠેલા કંસને શ્રીકૃષ્ણે કેશ પકડી જમીન ઉપર પટકી મારી નાખ્યો. કચેરીમાં બેઠેલા સુભટોના મનમાં ત્રાસ પડી ગયો તેથી તેઓ શ્રીકૃષ્ણની સ્તુતી કરવા લાગા. આટલું કામ કરીને પછી પોતાના પીતા વસુદેવજી તથા માતા દેવકીજી અને કંસનો પીતા ઉગ્રસેન કેદખાનામાં હતાં ત્યાં જઇ તેમને છોડાવ્યાં અને રાજા ઉગ્રસેનને પાછો રાજયનો પટાભીષેક કર્યો. આવો બનાવ જોઇને કંસની સ્ત્રી અસ્તી તથા પ્રાપ્તી હતીઓ તેઓ મથુરામાંથી નાસીને પોતાના પીતા જરાસંધની પાસે ગઇઓ અને પોતાનો વૃતાંત સઘલો કહી સંભલાવ્યો તે ઉપરથી જરાસંધ રાજા મોહોટું સૈન્ય લઇ પોતાના જમાઇનું વેર લેવા સારૂં મથુરા ઉપર ચહડી આવ્યો. લડાઇ થઇ તેમા કૃષ્ણ તથા બલરામનું વિજય થયું અને જરાસંધ પરાજય પામી પોતાને દેશ પાછો ગયો.

## પ્રકરણ ૩ જો.

### યાદવો સહુવર્તમાન શ્રી કૃષ્ણનું મથુરા મુકીને દ્વારકા જાવું.

એવી રીતે ઘણી વખત જરાસંધ મથુરા ઉપર ચહડી આવ્યો પણ તે સઘલી વખત માર ખાઇને તેને પાછું હટવું પડયું. છેલી વખતે કાબુલ તરફના યવન અને મ્લેચ્છ લોકોની મોહોટી ફોજ લઇને મથુરા ઉપર આવ્યો. મથુરા ઉપર જરાસંધના ઘડી ઘડીના હુમલાથી પ્રજાને ઘણી પીડા ખમવી પડે છે માટે પ્રજાનું રક્ષણ કરવું એ રાજાનો પ્રથમ ધર્મ છે એમ વીચારી શ્રીકૃષ્ણ તથા રાજા ઉગ્રસેન પોતાના પ્રજાજનના ઘણા ભાગને સાથે લઇ માથુર દેશને મુકી સમુદ્રના પશ્ચીમ કીનારા તરફ જયાં તમામ ઘાંસ અને ઝાડી હતી તેવા આનર્ત દેશમાં આવ્યા તે ખબર સાંભલી જરાસંધ પાછો વલી નીકલ્યો અને માથુર દેશનું રાજ્ય બીજા યાદવોએ સંભાલી રાખ્યું. આનર્ત દેશ (ઓખા મંડલ) માં આવ્યા પછી ત્યાંના

રેહેવાસી ચોરાટીઆ ભીલ લોકોને વસ કરી યાદવોની રાજ્ય હકુમત ત્યાં સ્થાપન કરી અને સમુદ્ર કીનારા ઉપર દ્વારકાપુરી નામનું સેહેર વસાવી રાજા ઉગ્રસેનને રાજ્યાભીષેક કર્યો. આ દેશ ઘણા સારા બચાવની ખુણમાં આવવાથી યાદવોના નિશકંટક રાજ્યનો ઘણો સારો જમાવ થયો અને દીવસે દીવસ સમૃધીમાં વધતો ગયો તેમ વીસ્તારમાં પણ એટલો વૃધી પામ્યો કે આખો સોરાષ્ટ દેશ દ્વારકાક્ષેત્રમાં ગણાવા લાગો.

આનર્ત દેશમાં ઉગ્રસેન રાજાએ પોતાની રાજ્ય હકુમત જમાવી તે વખતે તેની પડોશમાં રૈવત રાજાનું રાજ્ય હતું અને તે ગીરનારની નજ-દીક હોવાથી તેને રૈવતાચલ પરવત કરીને કહે છે. રૈવત રાજાની પુત્રી રેવતીજી કરીને હતી તેની સાથે બલરામના લગ્ન થયાં હતાં અને વીદર્ભદેશ એટલે અમરેલી પરગણાના ભીમક રાજાની પુત્રી રૂકમણીને સ્વયંવર મંડપમાંથી શ્રીકૃષ્ણ હરણ કરી લાવીને પરણ્યાં હતાં. રૂકમણીના ભાઇ રૂકમૈયાને ભગની હરણથી ક્રોધ ચહડયો અને તે શ્રીકૃષ્ણની પાછલ ફોજ લઇને ચહડયો પણ લડાઇમાં પરાજય પામી સરમનો માર્યો વૈદર્ભ દેશમાં પાછો નહી જાતા ભોજકટ નામે જુદો દેશ વસાવીને રહયો જેને આજે કચ્છ ભુજ કેહેછે. આ વખતે જાદવો રાજ્ય સતામાં અને સમૃધીમાં ઘણા જોરાવર કેહેવાતા હતા. રાજ્યની વ્યવસ્થા બરોબર રાખવાસારૂ રાજ્ય તરફથી સુધર્મા સભા સ્થાપવામાં આવી હતી અને તેના નીયમો પણ ઘણા સારા હતાં. પડોસી તથા ઇતર દેશાધીપતીઓની હીલચાલ દુત દ્વારાએ ઘણાજ ધ્યાનથી જોવામાં આવતી હતી તથા હસ્તીના-પુરના રાજા પાંડવોની સાથે તેમને અતીસે મૈત્રી હતી. કાંઇપણ કામ કરવું હોય તો રાજયઅંગસમાજ અથવા સુધર્મા સભાની સમત્તી લેવી પડતી હતી. આ સભાની અંદર મુખ્ય પુરૂષ શ્રીકૃષ્ણ હતા. રાજ્ય વહીવટ સઘલો શ્રીકૃષ્ણની આજ્ઞાનુસાર ચાલતો હતો. ઇતર દેશાધી-પતીઓ સાથે સંધીવીગ્રહ પ્રસંગે આ સભા પોતાનું કામ ઘણીજ સંભાલથી અને સારી સાવચેતીથી બજાવતી હતી. મંત્રીનું કામ કરવામાં ઓધવજી ઘણા કુશલ હતાં. રાજ્યમદથી યાદવો ઘણા ઉધ્ધત થયા હતા. ઇતર દેશાધીપતીઓની કન્યાઓનું હરણ કરી લાવતાં હતાં અને સામો થાય તેની સાથે લડાઇ પણ કરતાં. પ્રદ્યુમને સંબરાસુરને મારી તેની સ્ત્રી રતીનું હરણ કરી લાવ્યો હતો. સાંબે કૌરવ કન્યાનું હરણ કર્યું હતું

અને અનીરૂધે મીશર દેશના રાજા બાણાસુરની કન્યા ઉષાનું હરણ કર્યું હતું એ પ્રમાણે તેઓ બહુજ ઉધ્ધતાઇ કરતાં.

હસ્તીનાપુરના રાજા કૌરવ અને પાંડવો વચ્ચે રાજ્ય વિભાગ સમંધી તકરાર ઉઠી તે વખતે કૌરવોને રાજલક્ષ્મી પ્રાપ્ત થવાથી તેમનો પક્ષ ઘણો સબલ થયો હતો, તેમ તેઓને બીજા ઘણા રાજાઓની મદદ મલવાથી સૈન્ય પણ ઘણું મોહોટું એકઠું કર્યું હતું; બીજા હાથ ઉપર પાંડવો સર્વ પ્રકારે તેમની બરોબરી કરી શકે તેવી હાલતમાં નહતાં તોપણ ક્ષત્રીવર મહાભદ્ર પુરૂષ શ્રીકૃષ્ણની સહલાથી મહાભાર્થ રૂપી સમુંદ્રને પાંડવો તરીને પાર પામ્યા. આ લડાઇમાં ભર્થખંડના ક્ષત્રીઓનો ઘણો મોહોટો ભાગ નાશ પામ્યો અને ત્યારથીજ હીંદુસ્થાનની હાલત નબલી આવી.

ભાર્થના યુધમાંથી પરવાર્યા પછી શ્રીકૃષ્ણ દ્વારકામાં આવ્યાં. થોડા દીવશ પછી દ્વારકાંપુરીમાં ઊલકાપાત આદી ભયસુચક ચિનઃ દેખાવા લાગ્યા તેથી કોઇ મોહોટું ઊપદ્રવ થવાની સર્વ પુરવાસીઓના મનમાં ચીંતા ઉતપન થઇ. આ વાત સુધર્મા સભામાં ચર્ચા ઉપર આવી ત્યારે સ્વજન સમુદાયના મનનું ઊદ્વેગ જોઇ શ્રીકૃષ્ણે કહયું કે આપણા તરૂણ છોકરાઓએ ઊધ્ધાતાઇ કરી દુરવાસા રૂષોને કોપાવ્યાંછે માટે તેના સ્રાપથી જરૂર ઊતપાત થાએ એમ દીશેછે તેથી આપણે સર્વે પ્રભાશ ક્ષેત્રમાં જઇ તીર્થ કાંઠે દોષ નીવારણ કરીએ તો સારૂં; આ વાત સરવે કોઇને પસંદ આવવાથી રાજ્ય રક્ષણ અર્થે જે જે જગાએ જરૂર જણાએ તેટલું તે જગાએ સૈન્ય રાખી તથા રાજ્ય વ્યવસ્થા ચલવવા સારૂં યોગ્ય અધીકારીની નેમણુંક કરી વૃધ તથા બાલકો અને સ્ત્રી વગેરેને સેહેરમાં રેહેવા દઇ તથા કેટલાંએકને રમણદ્વીપમાં મોકલી આપી બાકીના યાદવોએ તીર્થાટન કરવા જાવું એવો ઠરાવ કર્યો. આ વખત અરજુંન પાંડવ દ્વારકાંમાં હતાં તેથી રાજ્યની લગામ તેઓના હાથમાં સોંપી તથા તેઓની સાહેતામાં જરૂર દેખાય તેટલી જાદવ યોદ્ધાઓની મંડલી રાખી, રાજા ઊગ્રસેન તથા શ્રીકૃષ્ણ સહીત બાકીના ઘણા ખરા સઘલા યાદવો તીર્થયાત્રા કરવા સારૂં પ્રભાસ ક્ષેત્ર તરફ મોહોટા દબદબાથી ગયા.

• પ્રભાસમાં ગયા પછી ત્યાં તેમણે મદીરાનું પાન કર્યું તેથી મદાંધ

થઇ કેફની ઝુમમાં પરસ્પર લડીને બલદેવજી સહીત સર્વ યાદવો મરણ પામ્યાં. આ શોકકારક બનાવ જોઇ શ્રીકૃષ્ણ એક ઝારની નીચે સુતા હતા અને ઓધવજી આદી ચાર કે પાંચ જણ જે બાકી બચ્યાં હતા, તેમની સાથે મસલત કરતા હતાં કે હવે તમણે દ્વારકાંમાં જઇને બાકી રહેલા જાદવ કુલના શેષભાગનો રક્ષણ કરવો એટલામાં કોઇ પારાધીએ વેગલેથી હરણીઆનું ટોલું જાણી બાણ માર્યું. તે શ્રીકૃષ્ણના ચરણમાં લાગ્યું તેથી તેપણ મહત્તેજમાં લીન થયા અને તેમનું કલેવર પણ કોઇના દીઠામાં આવ્યું નહીં. ઓધવજી આદી ચાર પાંચ જણ બચ્યાં હતાં તેઓ શોકગ્રહસ્ત દ્વારકાંમાં આવી આ મહા પ્રલયરૂપ બનાવની અરજુન પાંડવને ખબર આપી. અરજુન આ સમાચાર સાંભલીને ઘણા ઉદાશ થયાં પણ બાકી રહેલા યાદવ કુલના પરીવારનું યોગ્ય રીતે રક્ષણ કરવા સારૂં રાજ્ય પ્રકર્ણની રીત પ્રમાણે આ ખબર છુપી રાખી ઓધવજી આદી બુધીમાન મંત્રીઓ સાથે વીચાર કરી દેશમાં એવી ખબર ફેલાવી કે થોડા દીવશમાં સમુદ્ર દ્વારકાપુરીને લોપી જાશે એમ ભવીષ્ય જાણનાર કહેછે. માટે પ્રજાએ પોતાના બચાવ માટે બીજા દેશોમાં નીકલી જવું.

લોકો આ ખબર સાંભલીને જ્યાં જેને ફાવ્યું ત્યાં તે નીકલી ગયા; માટે તે પછી પ્રભાસમાં બનેલા નાશકારક બનાવની ખબર દ્વારકા વાસીને જાહેર કરી તે વખતે ત્યાં મોહોટું કલ્પાંત થઇ રહ્યુ. પછી અરજુને તેમને ધીરજ આપી અને એવી સલાહ બતાવી કે હવે તેમને અહી રેહેવામાં લાભ નથી માટે પ્રત્યેક કુટંબે પોતના લાગતા વલગતા અને હીતેચ્છુ રાજ્યના આસરા નીચે જઇ રેહેવું. બલદેવજીની સ્ત્રી રેવતીજીને તેના પરીવાર સહીત તથા તેમના બીજા અંગભુત જાદવો સહીત રૈવત રાજાના આસરા તલે મોકલાવ્યાં તેથી તેઓ રેવતાચલ પરવતની તલેટીમાં જઇને રહ્યાં. શ્રીકૃષ્ણનું પરીવાર ઘણું મોહોટું હતું તેથી તેમાંથી પણ કેટલાંક જણ જુદા જુદા સ્થાનક તરફ ગયાં. શ્રીકૃષ્ણની જાંબુવતી રાણીનો પરીવાર જાંબવાન રાજાના દેશ જાંબુલી-સ્થાન તરફ ગયો. કૃષ્ણ કુમાર સાંબ મીશર દેશના પ્રધાન કોભાંડની પુત્રી રમા સાથે પરણ્યો હતો તેથી તેનો પરીવાર તથા બીજા અંગભુત યાદવોને મીશર દેશ તરફ મોકલી આપયાં; અને એ પ્રમાણે સરવે કુટંબોને તેમનાં લાગતા વલગતાઓના રાજાના નીચે મોકલી આપ્યાં.

## પ્રકરણ ૪ થું.

### વજ્રનાભનું મથુરા દેશમાં રાજ્યાભિશેક.

આ રીતે વ્યવસ્થા કરી અને હવેથી આનર્ત દેશ યાદવોના હાથમાં રેહેવું મુશકેલછે એમ વીચારી શ્રીકૃષ્ણના પૌત્ર અનીરૂધના છોકરા વજ્રનાભને તથા શ્રીકૃષ્ણના પરીવાર સહીત બીજી સ્ત્રીઓ તથા વૃધ અને બાલક યાદવોને સાથે લઇને અરજુન હસ્તીનાપુર તરફ જવા લાગ્યા. પણ એટલામાં તો જાદવોના ક્ષયની ખબર ઘણા દેશોમાં ફેલાઈ ગઇ હતી તેથી કુશાવર્તની આસપાસના ભીલ અને બીજા લુટારા લોકો લુટફાટ કરવાને નીકલી પડયાં હતાં. અરજુનને યાદવોના પરીવાર સહીત જાતાં રસ્તામાં આ લોકો સાથે મુલાકાત થઇ. અરજુન ઘણોજ શોકાતુર હતો તેથી તેમની સામે કાંઇપણ પરાક્રમ કરી શકયો નહીં; અને આહીર તથા ભીલ વીગેરે ગોપાલો યાદવોની કેટલીકએક મીલકત તથા સ્ત્રીઓને હરણ કરી લઈ ગયા. અરજુંન વજ્રનાભ સહીત હસ્તીનાપુરમાં આવ્યા ત્યારે યાદવોનો ક્ષય થયાને છ મહીના થઇ ગયા હતાં. ત્યા આવી યુધીષ્ટર રાજાને સર્વ વર્તમાન કહી સંભલાવ્યો જે સાંભલીને પાંડવો સર્વે અતી ઘણા શોકાતુર થયા તથા તેમના ગાત્ર તમામ શીથલ થઇ ગયા. લૌકીક કરી તથા કેટલાંએક દીવશ શોક પાલ્યા પછી વજ્રનાભને મથુરાંજીમાં લઇ જઇને ત્યાંનું રાજ્યાભીશેક કર્યું; અને હસ્તીનાપુરનું રાજ્ય પોતાના પૌત્ર જનમેજયને શોંપી પાંડવો હીમાચલની તરફ ચાલી નીકલ્યાં.

વજ્રનાભ મથુરાજીના રાજ્યાશન ઊપર બેઠા પછી રાજ્ય વ્યવસ્થા ઘણીજ સારી રીતે ચલાવા લાગ્યો. ન્યાય ખાતું, મેહસુલ ખાતું કોટવાલી ખાતું, અને લશકરી ખાતાંને માટે ઘણોજ સારો બંદોબસ્ત રાખ્યો હતો. એ વખતમાં ગોધન એજ પ્રજાનું મુખ્ય ધન હતું, તેથી તેનું સંરક્ષણ ઘણીજ સંભાલથી કરવામાં આવતું હતું. વજ્રનાભની રાજ નીતીથી તેની પ્રજા તેના ઊંપર ઘણોજ પયાર રાખતી હતી. મથુરાજીના રાજ્યનો સારી રીતે જમાવ કર્યા પછી દ્વારકાપુરીની શી ગતી થઇ તે જાણુવા વજ્રનાભને ઇચ્છા થઇ તેથી કેટલીએક ફોજ લઇ તે તરફ ગયો. ત્યાં ગયા પછી માલમ પડયું કે દ્વારકાના ઉપરતો સમુદ્રનું પાણી ફરી વલ્યું હતું તેથી

પોતાના વડીલોની યાદગીરીને માટે સમુદ્ર કીનારે એક મોહોટું સીખરબંદ દેરૂં ચણાવ્યું જેને આજે જગતનું દેરૂ કરીને કેહેછે તે દેરામાં શ્રીકૃષ્ણની મુરતી સ્થાપન કરી તેની સેવા પુજાને માટે યોગ્ય બંધોબસ્ત કરી પાછો મથુરાંમાં આવ્યો અને ઘણા વરશ લગી નીષકંટક રાજ્ય કર્યું. વજ્રનાભ પછી તેનો છોકરો સુબાહુ ગાદીએ આવ્યો તેણે પણ પ્રથમથી ચાલતી આવેલી રાજનીતી પ્રમાણેજ રાજ ચલાવ્યું સુબાહુ પછી તેનો છોકરો ઊગ્રસેન રાજા થયો અને ઊગ્રસેન પછી સત્યસેન થયો એમ ઊતરોતર તેના વંસજોએ રાજ્યાસન ઊપર આવી રાજ્ય કર્યું અને પોતાના રાજ્યની હદ ઘણા વીસ્તાર સુધી વધારી. વીક્રમ સંવતથી આસરે ત્રનશો વરશ અગઊ બેઆના કે જે હાલ ભર્થપુર વાલાનાં તાબામાં છે તેનો રાજા અજેપાલ માથુર દેશના ઊપર ચડાઇ લઇ આવ્યો અને મુલક જીતી લીધું તેવખતે મથુરાજીની ગાદી ઊપર જેશીંગ નામનો રાજા હતો. આ લડાઇમાં યાદવોનો પરાજય થયા પછી મથુરાજી મુકીને તેઓ કરેલીમાં વસ્યાં તેવીશે ભાટીઆની કુલ કથામાં નીચે લખ્યાં પ્રમાણે કહ્યું છે—

|| દોહોરો ||

"સ્રાવણ સુદી પંચમે, બેઆના કો ભુપાલ"
"ચડયો મધુપુરી લેનકો, ઊદમ કીઓ અજેપાલ" || ૧૭ ||
"જયસીંગ રણભુમી વીશે, પાયો શ્રીપદ રામ"
"તાકે સુત તીંનું ભગે, છોડ મધુપુરી ગામ" || ૧૯ ||

|| ચોપાઈ ||

દેવલોક ગતી જેસીંગકીની, મધુપુરી છોડ કરેલી લીની ||

આપ્રમાણે તેઓ મથુરાજીથી ખશીને કરેલીમાં આવ્યાં અને ત્યાં પોતાના રાજની હકુમત થાપન કરી.



## પ્રકરણ ૫ મું.

### મીશર દેશમાં શ્રીકૃષ્ણના પૌત્ર ઊષ્ણીકનું રાજ્ય.

મીશર દેશના રાજા બાણાસુરને પુત્ર નહી હોવાથી તેનું રાજ્ય કોભાંડને મલ્યું હતું. કોભાંડ પણ એજ પ્રમાણે નીસંતાન હોવાથી તેના મરણ પછી શ્રીકૃષ્ણના પૌત્ર ઉષ્ણીક જે કોભાંડનો દોહીત્ર થાતો હતો તેને મલ્યું ત્યારથી તે દેશમાં આર્ય ભુમીના વતનીઓની વસ્તી થઇ. ઉષ્ણીકના વંસજોએ ઘણા વરશ લગી ત્યાં રાજ્ય કર્યું હોય એમ દીશેછે. યુનાની તવારીખ લખનારા લખેછે કે, જ્યારે નેપોલીઅન બોનાપાર્ટ યુરોપની અંદર જગા જગાએ લડાઇ કરી રહ્યો હતો તે વખતે હીંદુસ્થાનમાંથી મીશર દેશમાં ગએલાં હીંદુ લશકરે હીંદુઓના જેવા દેવ અને દેવસ્થાન જોયાં હતાં, અને તેમની પુજા કરી હતી. આ ઉપરથી ખાતરી થાએછે કે હીંદુઓ ત્યાં જઇ વસ્યા પછી ત્યાં પોતાનો સારો જમાવ કર્યો હતો. ભાટ લોકોના ચોપડા ઉપરથી માલમ પડેછે કે ઉષ્ણીકની ૧૩૫ મી પેઢીએ દેવેન્દ્ર નામનો પ્રતાપી રાજા થયો હતો, તેને ચાર છોકરા હતા. આ વખતે મીશર દેશના લોકોએ રાજ્યની સામે બંદ ઉઠાવ્યો; મોહોટી લડાઇ થઇ તેમાં રાજા દેવેન્દ્ર મારયો ગયો, અને છોકરાઓ ત્યાંથી નાશીને શીરીઆના પાહાડમાં સંતાઇ ગયા. કેટલાએક ઇતીહાશ કરતા એમ લખે છે કે તેઓ સોરાષ્ટમાં ઉતર્યા તેનો વંસ ચાલ્યો તે ચુડાશમાં કેહેવાણા પણ અમને જે ખબર મલી છે તે ઉપરથી ભરૂસો રાખવા લાએક હકીકત એ છે કે જાદવોની જે શાખા અશલથીજ ગીરનાર અને ભાલની તરફ અતુટપણે રહી હતી તેમાં ચુડચંદ્ર નામનો પ્રતાપી રાજા થયો તેણે વામનસ્થલી કે જેને હાલ વંથલી કહે છે તે શહેર વસાવ્યું, તેનાં વંસમાં જે થયા તે ચુડાસમાં કેહેવાણા.

## પ્રકરણ ૬ ઠું.

જાંબુવંતીના પરીવાર સાથે જે શાખા જાંબુલીસ્તાન તરફ ગઇ હતી તેઓ ત્યાં નીવાશ કરીને રહયા પછી જાંબુલીસ્તાનના રાજાએ થોડોક મુલક તેમને કાઢી આપ્યો હતો તેમાં તેઓ પોતાનો નીરવાહ કરતા હતા. કાંઇક દીવશે તેઓમાં ગજ નામે પ્રતાપી રાજા થયો તેણે પોતાના બાહુ બલથી ઘણો મુલક પોતાને હાથ કર્યો તથા પોતાના નામથી ગજનવી શહેર વસાવ્યું, અને પોતાના રાજયની હદ છેક સમરકંદ અને બુખારા સુધી વધારી. ગજપતને સાલીવહાન નામનો છોકરો હતો તેને તેણે લશકર આપીને પંજાબ તરફ મોકલ્યો, ત્યાં તેણે કેટલોએક મુલક હાથ કર્યા પછી સાલેંદ્ર અથવા સાલબાંનપુર સેહેર વસાવ્યું, સાલીવાહનને બાલંદ વીગેરે પંદર છોકરા હતા, તેઓ સરવે લડવઇઆ અને સુરવીર જોદ્ધા હતા. બાલંદ યુવરાજ હતો અને બીજાઓ લશકરી અમલદારના હુદા ઉપર હતા, તેઓ પંજાબ અને મુલતાનના પ્રદેશોમાં સ્વારી કરી સતલજ અને ધારા નદીની પેલીમેર જઇને ત્યાંના વતની લંઘા અને મોહીલા લોકોને મારીને કાઢી મુકયા અને ધારા નદીની દક્ષીણે ઘણા વીસ્તારમાં પોતાનું રાજય સ્થાપન કરયું. રાઠોડ લોકોનું પ્રબલ થયું ત્યાંસુધી આ લોકોએ નીરભયપણે આ દેશમાં રાજય કરયું.

ધારા નદીની પેલીમેર જઇ તેઓએ સંવત ૭૮૭ ની સાલમાં ટનોટ વસાવ્યું તે વખતે તેઓનું મુખ્ય રાજધાની સેહેર લોદ્રવાપટન હતું. બાલંદને ભાટીસીંગ અને ભુપતસીંગ વીગેરે શાત દીકરા હતા તે સરવે સુરવીર અને બાહાધર જોધા હતા તેઓએ દેરાવલ વીગેરે બીજા કેટલાંએક ગામ વસાવ્યાં.

ઇસવી સન ૫૦૦ ની લગભગ મુશલમાન લોકોનો મહમદ નબી પેદા થયો તે તલવારને બલે પોતાનો ધર્મ ફેલાવવા લાગ્યો. ધર્મના ઝનુનથી જગા જગાએ બંડ અને લડાઇઓ થવા લાગી હતી અને દીનપરદીન તેનો ધર્મ વૃધી પામવા લાગ્યો. ફીરોજશાહ બાદશાહ મોટી ફોજ લઇને ગજનવી ઉપર ચહડી આવ્યો, તે વખતે ત્યાં મોહોટી લડાઇ થઈ; જાદવો ઘણી બાહાદુરીથી તેની સાથે લડયા પણ દુશમનનું લશકર ઘણું મોહોટું અને ઝનુન ઉપર ચહડેલું હતું તેથી તેઓની જીત થઇ. ગજનવીનો જાદવ

રાજા તે લડાઇમાં પરલોક ગતીને પામ્યો, અને તેનો છોકરો સમરશીંગ કરીને હતો તે બીજા યાદવોને લઇને શીંધ તરફ ઉતરી આવ્યો અને "નગર સમઇ" નામનું સેહેર વશાવીને રહ્યો.

આ બનાવ બન્યો તે વખતે સુરસેન રાજા સાલબાનપુરની ગાદી ઉપર હતો તેને આ હકીગત માલમ પડતાં તેણે ઘણા દીવસ શોક પાળ્યો. પછી એક દીવશ તેણે પોતાના મંત્રીઓ સાથે વીચાર કરી પંજાબ અને મુલતાન તરફથી પોતાના ભાઇ ભતરીજા અને બીજા જાદવોને ત્યાં તેડાવ્યા. આસપાસના સઘલા જાદવ સીરદારો ત્યાં ભેલા થયા પછી રાજા સુરસેને કચેરી ભરી, અમલદારો પ્રતે બોલ્યો; મારા સુરા સીરદારો અને ભાઇઓ આપણું કુલ અસલથીજ સૌર્યતાને માટે પ્રસીધછે. આપણા વડીલોએ યુધની અંદર મોહોટા સુરવીર યોદ્ધાઓને બાણથી વીંધી તેઓના શરીર ચારણી જેવા કરી યમપુરીમાં મોકલી દીધાછે તેઓના રૂધીરથી ચોશઠ જોગણીઓ તૃપત થઇછે. યાદવાસ્થલી થયાપછી આપણે આ દેશમાં આવી વસ્યા તે વખતે આંહીના વતનીઓ ઇરષા ભાવથી આપણને ત્રાશ આપવા મેદાન પડયા તેમની સાથે લડાઇ થતાં આપણી તેજદાર તેગાથી તેમને કેલના થાંભલાની માફક કાપી નાખી તથા તેમના સરીરને છુંદી ગારો કરીને આ દેશના ખેતરોમાં ખાતર ભર્યું હતું અને ખાંડાને બલે પૃથવી મેલવી રાજ સતા બેશાડી તથા આપણા પુરવજો કેશરી ઝુંડો ઉડાડતા પ્રતીસ્થીતપણે જેમ ગ્રીષ્મ રૂતુનો સુર્ય પોતાના તપતા કીરણોથી પ્રાણી માત્રને કાંયર અને ગતી વગરના કરી મુકે તે રીતે આપણા પુર્ણ પ્રતાપી રાજા ગજપતીએ બાણના તીવ્ર અને તપતા વરશાદથી મદ્રવાસીઓ અને બાહાલીકોને તપાવી કાયર કરી મુકયા અને ગેમરી નીશાણનો ઘોષ તે દેશમાં ચારેકોર ભરી મુકી પોતાની કીરતીનો સુર્ય ગજનવીના સીંહાશન ઉપર પ્રકાસીત કર્યો હતો; પણ ધનનો લોભી અને માણસના રૂધીરનો તરસ્યો ફીરોજશા ધર્મને બાને ફોજ એકઠી કરી આપણા રાજ્ય કલગીરૂપ ગજનવી ઉપર ચહડી આવ્યો, આ વખતે આપણા યોધાઓએ પુર પરાક્રમમાં આવી દુશમનોને જે હાથ દેખાડયાછે તે ખરેખર તેઓની માતાઓને આનંદ અને શોભા આપનાર તથા સુરવીરોના વૃંદની રોમાવલી ઉભી કરનારછે પણ કાલની ગતી વિચિત્રછે તથી તેઓ પોતાના અને દુશમનોના રૂધીરથી રણભુમીને

ગીજનવી મરૂદેશનો ત્યાગ કરી અપ્સરાઓના હાથની વરમાલા પેહેરી સુર લોકમાં આનંદ વીલાશ કરવા જઇ બેઠા, અને આપણા ગજનવી શેહેરના સીંહાસન ઉપર આજે ફીરોજશા નામનો શીઆલ હુંકેછે તે જોઇને આપણને ઘણું સરમાવવું પડેછે અને મારા રદયમાં અગનીની જવાલા પ્રગટીછે માટે ઓ મારા સુરા સરદારો અને પ્રતાપી ભાઇઓ આપણા વડીલની જે રત્ન જડીત્ર કીરતીની કલગી તે દુષ્ટ વંટોલીએ રજથી મેલી કરી નાખીછે તેને તમે તમારા ખાંડારૂપી વાલાકુંચીથી સાફ કરી પાછી આગલના જેવી પ્રકાશીત કરો અને જે સીરદાર મરૂભુમીના સોભીતા રાજયાશનની અથવા અપ્સરાના લોકમાં જઇ અખંડ વીલાસ ભોગ મેલવવાની ઇચ્છા રાખતાં હોય તેણે હું આ સભાના મધ્ય ભાગમાં બીડો મુંકુંછું તે ઊંચકી લેવો.

સુરસેન રાજાનું આવી રીતનું બોલવું સાંભલી ભુપતશીંગનો છોકરો ચેકીતાન ઉઠી ઊભો થયો ને કેહેવા લાગો જે તીર્થરૂપ રાજાજી આપનું ભાષણ સેવકે ધ્યાન દઇ સાંભલ્યુંછે અને આપણી આજ્ઞા અનુંસાર કરવાને તૈઆર છે. ક્ષત્રીનો જન્મતો રણ ભુમીની અંદર વીઝલીના ઝબાકા જેવી તલવારથી ઝુંઝીને વીજય મેલવવા અથવા સુરવીરોના માંસ રૂપી ગુલાબના ફુલોની સયા ઉપર સયન કરવા સારૂંછે. હું મારા ભુજાબલના ભરૂશા ઊપર એટલી ઊમેદ રાખુંછું જે બંડખોર ફીરોજને જીવતો પાંજરામાં પકડી લોકોને રમુજ જોવા સારૂ આપના દરવાજા આગલ મુકાવીશ.

કચેરીમાં બીરાજનારા સીરદાર લોકો ચેકીતાનનું આવી રીતનું બોલવું સાંભલીને સરવે કોઇ સાબાસીના પોકાર કરવા લાગા. ચેકીતાનને ગજનવીનો રાજા ઠેરાવી તેના હાથ નીચે મોહોટું લશકર આપવાનો ઠેરાવ થયો; ચેકીતાન મોહોટું લશકર લઇ ગજનવી ઉપર ચહડયો. ફીરોજ શાહાને આ વાતની ખબર થતાં તેપણ પોતાની ફોજ લઇ સામે આવી માર્ગ રોકીને પડયો. ગજનવીથી થોડે છેટે બેહુ લશકરનો મુકાબલો થવાથી ત્યાં લડાઇ થઇ. યાદવોએ એવીતો લાઘવતા દેખાડી કે આકાશ ટીડની મીશાલે બાણોથી છવાઇ ગયું. ફીરોજશાનું પાહાડી લશકર પણ ઘણી બાહાદુરીથી તેમની સાથે લડયું, પણ અંતે લડાઇમાં ફીરોજ મરાણો અને જાદવોની જીત થઇ. જાદવો એકદમ ધસારો કરી ગજનવીમાં દા-

ઋલ થયા અને જીતનાં નગારાં વાજવા લાગાં. રાજા ચેકીતાન પોતાના હાથમાં કેસરી ઝુંડો લઇ ગજનવીનાં બુરજ ઉપર ચહડયો તે વખતે યાદવો-નો હરખ સીમા વગરનો હતો, સેહેરની અંદર રાજા ચેકીતાનની દુવાઈ ફેરવી અને તોફાની તથા હરામી ખંડખોર લોકોને પકડી કેદ કરવા લાગા. ફીરોજનો દીકરો સુલતાન કરીને હતો તે પોતાના પીતાની હાર થઇ તે જોઇને પોતે ડુંગરોમાં નાહાશી ગયો. ચેકીતાને તેને પકડી લેવા ઘણું પ્રયત્ન કરયું પણ તે હાથ આવ્યો નહીં. ગીજનીમાં પાછું યાદવોનું રાજ્ય ચાલુ થયું પણ તે ઘણા વખત સુધી ટકી શકયું નહીં. મુશલમાન લોકોનું પ્રબલ દીનપરદીન વધતું ચાલ્યું હતું તેથી ફીરોજના દીકરા સુલતા-ને પાછું માથું ઊંચકયું. ચેકીતાન પાસે જે લશકર હતું તેમાં ઘણો ભાગ મુશલમાન લોકોનો હતો તેથી ધર્મના ઝનુનને લીધે તેમાં ફુટ પડી. લડાઇ થઇ તેમાં ચેકીતાન મરાણો અને જાદવોને મુશલમાન લોકોએ પોતાનો ધર્મ કબુલ કરાવ્યો તેથી તેઓ ચગદા (મુગલ) કેહેવાણા. ગજનવીમાં આર્ય રાજની સમાપતી થઇ અને મુશલમાની ધર્મ પ્રવર્ત્યો.

---

## પ્રકરણ ૭ મું.

### સીંધમાં મુશલમાન લોકોનું આવવું તથા જાદવોનું ત્યાંથી ખસવું.

મુશલમાન લોકોના ટોલેટોલાં હીંદુસ્થાનના સીંધુ કાંઠાના દેશોમાં ઉતરવા લાગા અને મહમદી ધર્મ વધારવા સારૂ તેઓએ લડાઇ મચાવી. આ પ્રમાણે તેઓના ઉપરાસાપરી હુમલા સામે ટકી નહીં શકવાથી જાદ-વોના હાથેથી સાલબાનપુર છુટી ગયું અને તેઓ સીંધુ દેશમાં વીખરાઇ ગયાં. ભાટીસીંહનો છોકરો મંગલરાવ કરીને હતો તેણે આ વખતે લાહોરમાં પોતાનું જુદું રાજ્ય સ્થાપેલું હતું. સાંલબાનપુરના ઘણાખરા યાદવો લાહોરમાં જઇ મંગલરાવની પાસે રહ્યા તેથી તેઓપણ ભાટી કેહે-વાણા અને કેટલાએક નગરસમઇ તરફ ગયા તેઓ સમરસીંગને લીધે શમા અને જામ* કેહેવાણા. જે લોકો પોતાના ટોલાનું નામ જામ ધારણ કરીને રહ્યા હતા તેઓમાં વીરસીંગ જામને ઘેર લાખો અને લખધીર એવા બેલડા

*જાંબુલીસ્તાન તરફથી આવ્યા માટે જામ કેહેવાણા.

છોકરાઓનો જન્મ થયો તેથી તેઓ સીંધી ભાષામાં જાડા (બેલડા) કેહેવા-ણા. આગલ જાતાં આ બે ભાઈઓ તલવાર બાહાદુર નીકલ્યા તેથી તેમની સાથે રહીને જે લોકો મુલક મારતા હતા તેઓ જાડેજા એટલે જાડાના અ-થવા બેલડાના માણશો કેહેવાતા તેથી એ ટોલાનું નામ જાડેજા પડેલું છે.

લાહોરના ભાટી રાજા મંગલરાવને કેશરશીંગ નામનો કુમાર હતો, તેણે મારવાડની થલીમાં જઇ સંવત ૮૦૦ ની લગભગમાં જેસલમેર નામનું શેહેર વસાવ્યું, એમ કરનલ ટાડ કહેછે. ભાટીઆની કુલ કથા-માં લખેછે કે જાદવોના હાથથી મથુરાજી છુટી ગયા પછી તેઓ કરેલીમાં આવી વસ્યા અને કરેલીથી એક શાખા મારવાડની થલીમાં ગઇ તેઓએ જશરાઇ માતાનો વરદાન મેલવી જેસલમેર શેહેર વસાવ્યું. કરનલ ટાડના લખવા પ્રમાણે જેસલમેર સેહેરના તોરણ બંધાયાને આસરે ૧૧૦૦ વરસ થયાં અને ભાટીઆની કુલકથા પ્રમાણે જોતાં બે હજાર વરશનો આસરો આવેછે, પણ આમાં કીઆ વખતને ચોકશ માનવું તેના માટે હાલ બીજું સાધન નથી પણ જેસલમેર વંસાવનાર શ્રીકૃષ્ણના વંસજો હતા એતો નિરવીવાદ છે.

જાદવોએ કરેલીમાં પોતાની રાજસતા સ્થાપન કર્યાં પછી તેઓએ પાછો રાજના વીસ્તારમાં ઘણો ફેલાવો કીધો. સબલસેન કરીને રાજા થયો તેણે ચંબલ નદીના કાંઠા ઉપર સબલગઢ અથવા જેને યદુવતી કરીને કેહેતા હતા તે શેહેર વસાવ્યું, પણ પાછલથી સીંધીઆ સરકારનું પ્રબલ થતાં તેણે તે સેહેર જીતી લીધું તેની સાથે બીજો પણ મુલક દબાવી લીધો. ભા-ટીઆની કુલકથાને આધારે લખીએ છૈએ જે વીજેપાલ રાજાએ કરેલીને પોતાની રાજયધાની ઠેરાવ્યા પછી ભાઇઓમાં અંદેશો અને અવિશવાશ ઊતપન થયો તેથી વીજેપાલ રાજાના ભાઇ અજેરાજ અને વીજેરાજ પો-તાની સાથે ચારસો માણશ લઇને કરેલી મુકી આગલ ચાલ્યા. સાત કોશ ઉપર જેસર દેવીનું મંદીર હતું ત્યાં દેવીની વીધી પુરવક પુજા કર્યા પછી સ્તુતી કરી સાહેતા માંગી. દેવીએ પ્રસન થઇ વરદાન આપ્યું તેથી ઊમં-ગમાં આવી મારવાડની તરફ ઊતર્યા. થલી અથવા રેતીના મેદાનમાં આવી પડાવ નાખ્યો. અજેરાજ રાજાને ભાટીસેન નામનો પુત્ર હતો તેણે જેસર માતાની યાદગીરીને માટે જેસલમેર નામનો કીલ્લો બાંધ્યો અને ત્યાં પોતાના રાજયની રાજધાની સ્થાપી.

વીક્રમ સંવત ૧૦૫૮ અથવા ઇશવીસન ૧૦૦૧ માં જેસલમેરની ગાદી ઉપર વીજયરાજ રાજા અમલ કરતો હતો તે વખતે ઇરાન દેશના સબકતગીન બાદસાહનો છોકરો સુલતાન મહમદ હીંદુસ્થાનની દોલત ઉપર લલચાઇને ધન હરણ કરવાના ઇરાદાથી મુસલમાની ધર્મ વધારવાને બાને તે કોમના લોકોને ઉશકેરી મોહોટી ફોજ લઇ હીંદુસ્થાનમાં ઉતર્યો. તેણ સઘલી મલીને હીંદુસ્થાન ઉપર બાર સ્વારી કરી; પેહેલી સ્વારીમાં તેણે લાહોર શેહેર ઉપર ઘેરો ઘાલ્યો તે વખતે ત્યાં જયપાલ નામે રાજા હતો તે ઘણી બાહાદુરીથી તેની સાથે લડયો હતો. બીજી સ્વારી તેણે જેસલમેરના રાજ્ય ઉપર કરી તે વખતે તેની સાથે વીસ હજાર માણસની ફોજ હતી. જેસલમેરથી ત્રણ કોશ દુર મહમદના લશકરે આવીને પડાવ નાખ્યો. તેની ખબર જેસલમેરના રાજાને થાતા બારસો ભાટી ટોપ બખતર સજેલાને સાથે લઇ તેની સામે થયો. પેહેલાજ હલ્લામાં તેઓએ મહમદના ૫૦૦૦ માણસો કાપી નાખ્યાં તેથી મહમદના લસકરને પાછું હટવું પડયું; તોપણ મહમદની ફોજના ઉપરાઉપરી હલ્લા જારી હતાં અને વીજયરાજ રાજાને પોતાના ક્ષત્રી વર્ગ સીવાય રૈયત તરફથી વધારે મદત મલી શકે તેમ ન હતું તોપણ પોતાના પુર પરાક્રમથી દુશમનની સામા ટકર લઇ તેને ત્રાહે ત્રાહે કરાવી સાંઝની વખતે જંગલમાં ચાલી નીકલ્યો. મહમદને મુલક હાથ કરવાનો મતલબ ન હતો પણ લુટફાટ કરી ધન એકઠું કરી પોતાને દેશ લઈ જવું એજ તેનો ઇરાદો હતો તે પ્રમાણે તેણે કાધું અને વીજયરાજ સાથે ખંડણી આપવાનો ઠરાવ કરીને પાછો ગયો.

મહમદના ગયા પછી વીજયરાજે આવી જેસલમેર સંભાલ્યું. સુલતાન મહમદે હીંદુસ્થાનની પ્રજા ઉપર ત્રાસદાયક જુલમ ગુજાર્યો હતો તેનો બદલો ઇસ્વરે તેને આપ્યો. વીક્રમ સંવત ૧૨૪૩ અથવા ઇસ્વી સન ૧૧૮૬ માં હીરાત અને ગીજની વચે ઘોર નામે પાહાડી મુલકનુ રાજ્ય ઘણું જોરાવર થયું. તેહાનો મહમદ બાદશાહા જેને સાબુદીન ઘોરીનું નામ આપવામાં આવેલુછે તેણે ગીજની શેહેર જીતી લઇ સાત દીવસ સુધી ત્યાં લુટ ચલાવી તથા મકાનો બાલી નાખી શેહેરની દુરદશા કરી અને ઇશવી સન ૧૧૯૪ માં તે ગીજનીના તખત ઉપર બેઠો તે પછી તેણે પણ હીંદુસ્થાન ઉપર સ્વારીઓ કરી. એજ વરસમાં તેની

સ્વારી હીંદુસ્થાનમાં આવી સ્થાણેસ્વર આગલ પૃથુરાજ ચોહાણ સાથે મુકાબલો થાતાં ઘણી મોહોટી લડાઇ થઇ તથા ઘણા રાજપુત્રો માર્યા ગયા. ઘણી બાધુરીથી લડયા છતાં અંતે પૃથુરાજ જીવતો તેને હાથ પકડયો તેના તે જંગલી અને ઝંનુની બાદસાહે બહુજ બુરા હાલ કર્યા.

પૃથુરાજના પરાજય પછી તેનું રાજ ઘણું જોરાવર થયું હતું, તથાપી તે બાદશાહ અંતે પૃથુરાજના બાણથી મરણ પામ્યો હતો. તે બાદશાહના સુબા અને અમલદારો હીંદુસ્થાનના દરેક નાહાના મોહોટા રાજ્ય ઉપર ચડાઈ લઇજઇ તેનો મુલક વેરાન કરતા હતા. મહમદઘોરી નામનો સીરદાર મોહોટી ફોજ લઇ જેસલમેર ઉપર ચહડયો તેણે શેહેરની નજીક આવીને પાણીનો અટકાવ કર્યો. આ વખતે જેસલમેરની ગાદી ઉપર વીજયરાજનો છોકરો જંયસીંગરાજા રાજ કરતો હતો તેને ખબર થાતાં તે ફોજ લઇ શામો થયો. પોતાનાજ બાહુબલ સીવાય તેને બીજા રાજાઓ તરફથી આસ્રય મલી સકયો નહીં. તોપણ તે ઘણી બાહાધુરીથી તેની સાથે લડયો અને દુસમનના ઘણા માણસોને કતલ કરી નાખ્યાં બે દીવશ લડાઇ ચાલી તેમાં દુસમનની મોહોટી ફોજની સાથે લડતાં પોતાના પણ ઘણા માણશો કામ † આવી ગયાં. સાંઝના લડાઇ બંધ થયા પછી જયસીંગ રાજાએ કચેરી ભરી મંત્રીઓ અને સીરદારો સાથે વીચાર કર્યો જે આપણી ફોજના ઘણા સુરવીરો મરણ પામવાથી આપણી લશકરીસતા નબલી પડી ગઇછે માટે આપણા જનાનખાના અને કબીલાના રક્ષણ સારૂં થોડી ફોજ સાથે આપીને રાતની વખતે જેશલમેરથી બાહાર બીજા દેશ તરફ મોકલી આપીએ તેમાં સોભા છે.

વૃધ માણસોની સલાહથી આ વીચાર અમલમાં લાવવા ઠરાવ થયો, તે પ્રમાણે તેજ રાત્રીની વખતે ઊંઠ અને ગાડીઓ ઉપર સામાન ભરીને દુસમનના લસકરની વચેથી લઇ ચાલ્યા. ભાટીઓનો ઘણો ભાગ પોતાના પરીવાર સાથે પંજાબ તરફ કુચ કરી ગયા પછી વલતે દીવશે જયશીંગરાજાએ કચેરી ભરી સઘલા સુભટોના સરીરમાં વીરરસ ઉતપન કરવા સારૂં રાજભાટ પાસેથી સૌર્યદીપક ભાષણ કરાવ્યું.

તે બોલ્યો, અહો સુરવીર ક્ષત્રીઓ, આજ તમને બે પ્રકારનો લાભ મલે તેવો દીવશ પરમેશ્વરે આપયોછે. જો તમે રણભુમીમાં વીજય મેલવશો તો, આ થલી દેશમાં નિષકંટકપણે અને સુખચેનથી રાજ ભોગવશો અને

† મર્ણ પામ્યા.

કદી લડાઇમાં રામ સરણ થયા તો પરલોકમાં જઇ સ્વર્ગ સુખ ભોગવશો. જે ગલીમ, લોહીની નદી વેહેતી કરી તમારી દોલત અને દેશ છીનવી લેવા આવ્યોછે તેની સામા કમર કશીને હાથ મેલવવા આજે વખત આવ્યો છે માટે તમારી ચલકતી તલવાર અને ઝલકતા ભાલાથી પરોણા ગલીમને વધાવી લીઓ. તમારા પુર્વજો અદ્રસ્ય રૂપે તમને સાહેતા કરવાને તઇયાર થઇ ઉભેલાછે તેમને હું અંતરીક્ષમાં જોઉછું. તમારી કુલદેવી હાથમાં ખપર લઇ તમારા હાથથી ગલીમના લોહીનો બલીદાન લેવાને વાટ જોઇ ઉભેલીછે માટે સ્વર્ગના સુખનું મનમાં ચીતવન કરી યુધયજ્ઞની દીક્ષા લઈ રણ ક્ષેત્રમાં તમારૂં પરાક્રમ દેખાડો. યુધયજ્ઞના જેવું ક્ષત્રીઓને માટે બીજુ એકે યજ્ઞ નથી આપણા ધર્મ સાસ્ત્રમાં પણ યુધની અંદર મરનારને માટે નીચે પ્રમાણે પ્રસંસા કરેલીછે.

यत्र तत्रहतः सुरः सत्रुभिः परि वष्टितः
अक्षयो लभते लोका न्यदि क्लीबं न भाषते
यस्य छेद क्षतं गात्रं, शर मुद्गर यष्टिती
देवकन्या स्तुतं वीरं, हरंती रमयंतिच
देवांगनां सहस्राणी, सूरमा योधने हतं
त्वर माणः प्रधावंती, मम भर्ता ममे तिच
जितेन लभ्यते लक्ष्मी मृते नापि सुरांगना
क्षण विध्वंसि कार्येस्मिन्का चिंता मरणे रणे

અર્થ—સુર પુરૂષ સત્રુએ વીંટાઇને કંઇપણ મરે તોપણ તે અક્ષય લોકમાં જાએછે, પરંતુ તે મરતી વખતે સત્રુની સામે નપુંશકના જેવું ભાષણ ન કરેતો.

જે સુરાનું સરીર રણમાં બાણોએ, મુદગરોએ, અને યષ્ટીએ છિન્નભિન્ન થાયછે પછી જો તે કાલાંતરે મરેછે તોપણ દેવકન્યાઓ તે સુર પુરૂષને હરણ કરી લઇજઇ તેની સાથે ક્રીડા કરેછે.

રણ ભુમીમાં મરેલા સુર પુરૂષને જોઇને હજારો દેવાંગનાઓ આ મારો ધણી મારો ધણી એમ કહી ત્વરાથી દોડેછે.

રણમાં સત્રુને જીતવાથી લક્ષ્મી પ્રાપ્ત થાએછે અને મર્યાથી દેવાંગનાઓ મલેછે ત્યારે થોડા વખતમાં પુરૂં થનાર યુધરૂપી કર્મ, તેમાં મરવાને શી ચીંતાછે.

આ પ્રમાણે ઘણીજ જગાએ યુધની પ્રસંસા કરેલીછે. આપણા પુજ્ય અને અવતારી મહાભદ્ર પુરૂષ શ્રીકૃષ્ણ ભગવાને મહાભાર્થના યુધ વખતે અરજુનનો મોહ ઉતારવા સારૂં ગીતાજીનો જે બોધ કરેલો છે તેમાં પણ યુધયજ્ઞની એવીજ પ્રસંસા કરેલીછે તો તે પ્રસંગ તમો ભાટી સુભટોને આજે પ્રાપ્ત થયોછે માટે રણભુમીની અંદર પરાક્રમ કરીને તમારા કુલને દીપાવો.

આવી રીતના રાજ્યભાટના વચન સાંભલી સરવેના આંગમાં સૈર્યતા ઉત્પન્ન થઇ. રાજાએ નગારે ધાવ દેવા હુકમ કર્યો. સુરવીરોના, હાકલણા અને નગારાના ઘોષથી જેશલમેર ગાજી ઉઠયું. ઘોડાની હાવડા હાથીની ચીચીઆરી, રણતુરીના અવાજો, સીંધુ અને મારૂ રાગણીઓની દવનીથી આકાશ અને દીશાઓ ભરાઇ ગઇઓ અને ભાટી સુભટો સરવે કેસરીઆ કરીને યુધને માટે મેદાનમાં આવ્યાં. લડાઇ સરૂ થઇ, ને બાણોનો વરશાદ વરશવા લાગો. હથીઆરો વીજલીના જેવા ચમકવા લાગા. લોહીથી ભીંજાએલી રજ લશકરના પગ પ્રહારની ધમાલથી ઉડીને આકાશમાં ચહડી લાલ વાદલાની માફક માથે છવાઇ રહી અને લડવઇઆ સુરવીરો મરણનું ભય મુકીને કતલ કરવા મંડી ગયા. આ લડાઇમાં ભટીઓ ઘણીજ બાહાદુરીથી લડયા પણ સુલતાનનું લસકર ઘણું મોહોટું હતું અને ભાટીઓની ફોજ ઘણી થોડી હતી તેથી વિજય મલ્યું નહીં. ભાટીનો રાજા લડાઇમાં રામ સરણ થયો તેની સાથે બીજા પણ ઘણા રાજવંસીઓ મરણ પામ્યા. સાંઝની વખતે રાજકુમારે અજીતસીંગ લડાઇ બંધ કરી અતી ઘણા ખેદયુકત મનથી બાકી રહેલા થોડા ક્ષત્રીઓને સાથે લઇને રેતીના મેદાનમાં ચાલી નીકલ્યો. ઇશવીશન ૧૨૦૯ અથવા વીક્રમ સંવત ૧૨૬૩ ના ફાગણ સુદ ૧૧ ને દીને જેસલમેર અસુરોને તાબે થયું.

જેસલમેર છુટી ગયું તે વખતે તે સેહેરની અંદર જે ક્ષત્રીઓ રહ્યા હતા તેઓને મુસલમાનોએ વટલાવીને મુશલમાન કર્યા અને જે લોકો ત્યાંથી ચાલીનીકલ્યાં હતાં તેઓમાહેના કેટલાએક જેસલમેરની હદમાંજ રહ્યાં હ-

નાં અને આસપાસના મુલકોમાં લુટફાંટ કરી પોતાનો નીરવાહ કરતા હતા. જેસલમેરમાં આસુરીરાજ થયા પછી ઘણા ભાટીઓ આપતધર્મને અનુસરી મુલતાન તરફ જઇ વેપારીમાં મળી જઇ વેપાર કરવા લાગા; કેટલાએક ઊંઠ વીગેરે વાહન રાખીને મુસાફરોને માટે ભાડું કરવા લાગા; અને કેટલાએક જુદા જુદા દેશોમાં નીકલી જઇ સીપાઇગીરી અને સરદારી કરવા લાગા. સારણજી નામનોં એક સુરો ભાટી સીરદાર હતો તેના વંસજો પોતાને જાટ કેહેવરાવા લાગ્યા તે હજીસુધી પણ સારણી આજટ અથવા જાટ કેહેવાએછે અને કલરશી નામનો બાહદુર સીરદાર હતો તેના વંસજો જુદા પડ્યા તે કલરશીઆ ભટી કેહેવાયછે. અને જેઓ વેપાર ધંધામાં ઉતર્યા તેઓ ભાટીઆ કેહેવાણા; તે સઘલા કુલો હજી સુધી ચાલુછે.

કેટલોએક કાલ વીત્યા પછી, કુમાર અજીતસીંગજી અસુરો સાથે સંધી કરી તેની નોકરીમાં રહી ફોજની સીરદારી કરવા લાગો. અજીતસીંગજીના વડીલોએ લડાઇની અંદર સુલતાન મહમદને હાથ દેખડાવ્યા હતા તે તેઓને ઘડી ઘડી યાદ આવતાં હતાં. જઇફ જઇફ સરદારો હમેશ તેની તારીફ કરતા હતા. અજીતસીંગજી એ પણ તેમની ફોજની સરદારી લઇને જે બાહદુરી દેખડાવી તે પણ તે વખતના રાજ કરતાને બહુજ આનંદ આપનારી હતી. મુસલમાની રાજમાં હમેશ માંહોમાંહે કાપાકાપી ચાલતી તેવો પ્રકાર જેશલમેરમાં પણ મચી રહયો હતો.

વખત આવતા સંવત ૧૨૯૦ ની સાલમાં કુમાર અજીતસીંગજીએ જેસલમેરનું રાજ યુકતી અને કલાના બલથી પાછુ મેલવ્યું. અને ત્યારથી મારવાડની થલીમાં જાદવવંસી ભટીઓનું રાજ્ય ચાલું થયું તે યધ્યાપી સુધી ચાલેછે.

---

## પ્રકરણ ૮ મું.

### ભાટીઆઓએ મુલતાનમાં ભેલા થઈ જુદી જુદી નુંખો બાંધી તે પ્રકાર

જેસલમેર છુટી ગયા પછી ભટીઓનો ઘણો ભાગ હીંદુસ્થાનના જુદા જુદા ભાગમાં છુટા પડી ગયા. રાજ્ય સમૃધીથી ભ્રષ્ટ થયા તેથી બીજા જાગી-

રહારો તેઓને કન્યા આપે નહીં; પોતાની છોકરીઓ અને છોકરાઓ મોહોટા થયા તેઓને શી રીતે અને કીહાં વરાવવા તે વીષે બહુ વીટંબણા થઇ પડી; કોઇ રસ્તો સુજે નહીં; એમ કેટલાંએક વરસ વીત્યા પછી સંવત ૧૩૧૬ની સાલમાં નારસીંગ અને નવલસીંગ વીગેરે માતબર ભટીઓએ વીચાર કરી પોતાના જ્ઞાતી બંધુઓને મુલતાન સેહેરમાં ભેલા થવા સારૂં, જે જે જગાએ ભટીઓ હતા તે સર્વે જગાએ સાંઢીઓ ફેરવી સર્વેને આમંત્રણ કર્યું; તેથી મુખ્ય મુખ્ય ગ્રહસ્થો મુલતાનમાં ભેલા થયા અને વિદ્વાન બ્રાહ્મણોની બ્રહ્મસભા બોલાવી તેમની પાસે પોતાનું સંકટ નીવેદન કર્યું. બ્રાહ્મણોએ ધર્મસીંધુ, નિર્ણયસીંધુ, મયુંખ અને યાજ્ઞવલકય સ્મૃતી આદી ગ્રંથોનું અવલોકન કરી એવું ઠેરાવ્યું કે ઓગણપચાસ પેઢીની અંદર જે જે શાખશો મલી આવે તેવા પ્રત્યેકનો જુદો જુદો ગોત્ર બાંધવો અને તેને નુંખ એવી સંજ્ઞા આપવી.

આ ખુલાસાથી ભટીઓ સહુ આનંદ સહવર્તમાન સંતોષ પામ્યા અને બ્રાહ્મણોને સારી પકે દાન દક્ષણા આપી તેઓનો યથા વીધી સન્માન કરી વીદાય કર્યા; અને પોતાના જ્ઞાતી બંધુના રેણાક ગામ અથવા તેઓના વેપાર ધંધા અથવા બાહાદુરીના કૃત્ય ઉપરથી નીચે લખ્યા પ્રમાણે નુખોની વ્યવસ્થા કરી.

## ચોરાસી નુખોના નામ.

### નુખ (૧) રાય ગાજરીઆ.

ગાજરીઆ ગામમા ભટીઓના બસોને આઠ ઘર હતાં તે સરવેની એક નુખ ઠેરાવી ગાજરીઆ એવું નામ આપ્યું; આ લોકો દીલના બહુ ઉદાર હતાં.

### નુખ (૨) જી રાય હરીઆ.

રાય હરીસીંગ નામે ભટી સરદાર પરમેશ્વરના ઉતમ ભકત્ત હતાં તેના આસ્રા નીચે ભટીઓના (૪૮) ઘર હતાં તેથી તે બધાને નુખ રાય હરીઆ નામ આપ્યું.

## નુખ (૩) જી રાય સપટ.

મારવાડની થલીમા સાપટા કરીને ગામ હતું તેમા ખેમાજી ભાટી રેહેતા હતાં તેમની સાથે (૨૫) ઘર ભાટીના હતાં તેમને નુખ રાય સપટ એવું નામ આપ્યું. આં લોકો દેવીના ભક્ત હતાં અને સ્વભાવે ગણા મગરૂબ હતાં તોપણ પોતાના બધું જનનો સમાગમ થાતો તારે તેમને માન બહુ આપતાં હતા તથા પ્યાર દેખડાવતા.

---

## નુખ (૪) થી રાય પંચલોડીઆ.

જેશાજી, રાવલજી, નવલસીંહ, જોધરાજ અને વીરસેન એવા પાંચ ભાઇઓએ જેસલમેરની લડાઇમાં બહુજ બાહદુરી દેખડાવેલી અને પાંચે ભાઇના માથા કામ આવી ગયા ત્યાં સુધી લડયા તેથી તેઓના નામ કાયમ રાખવા સારૂ તેઓના વંસમાં બાદરસીંહ હતો તેણે પોતાની સાથે રેહેનાર ભટીઓના સતાવીશ ઘરને પંચલોડીઆનું નામ આપ્યું તેઓ સરવે પુરૂષાને (કુલદેવીને) વધારે માન આપતા હતાં.

---

## નુખ (૫) મી રાય રામૈઆ.

અજેરાજ ભાટી રામચંદ્રજીના અનન્ય ભકત હતાં, તેઓ હમેશ રામનામનું સ્મરણ કરતા, ધર્મનીતી અને આચાર બહુ સારાં પાલતાં હતાં તેથી તેમની સાથે રેહેનાર ભટીના સોલ ઘરને રાય રામૈઆનું નામ આપ્યું.

---

## નુખ (૬) ઠી રાય પદમશી.

પદમશી ભટી લડાઇમાં બાહાદુરીથી લડીને સ્વર્ગવાસ પામ્યાં તેનો છોકરો ઊદેરાય કરીને હતો તે ઘણો પ્રતાપી હતો, દેરાવલ ગામમાં રેહેતો હતો અને મીરખાનની ફોજમાં સીરદારી ભોગવતો હતો. મીર ઊમર ખાનનો એના ઊપર અતી ઘણો ઇતબાર હતો તેના આશ્રય નીચે રેહેનાર ભટીના (૨૭) ઘરને રાયપદમશીની નુખનું નામ આપ્યું.

---

## નુખ (૭) મી રાય પલીજા.

પલીજા ગામની અંદર પરમાજી નામના ભાટી રેહેતા હતા, તેઓ મારવાડની થલીમાં જઇને લુટફાટ કરતાં હતા, તેમને ભાવલપુરની અંદર

રેહેનાર બીજા પચીશ ઘર ભટીઓની મંડલી સાથે એકસંપ હતો તેથી તે બધાને નુખ રાય પલીજાનું નામ આપ્યું.

---

## નુખ (૮) મી રાય વેદ.

મેઘરાજ ભાટીનો છોકરો માનસીંઘ કરીને હતો, તે વૈદકમાં ઘણોજ સારો અનુભવી અને કુશલ હતો. તેના મનની વૃતી પરોપકાર તરફ બહુ ખેંચાતી હતી તેની સાથે જે મલતા ભટીઓના ઘર હતાં તે સઘલાંની નુખ રાય વેદ ઠેરાવી.

---

## નુખ (૯) મી રાય સુરઈયા.

સુરાજી ભાટી લડાઇમાં બાહાદુરીથી લડીને મરણ પામ્યા તેનુ નામ અમર રાખવા સારૂ તેના ભાયાતોના પાંતરીશ ઘરને નુખ રાય સુરઇયાનુ નામ આપ્યું.

---

## નુખ (૧૦) મી રાય દુતીઆ.

અરજણજી ભાટી દુતા ગામમાં રેહેતા હતા અને તે દેવીના મહાભાવીક ભકત્ત હતા તેની સાથે જેટલા ઘર મલ્યા તે બધાની નુખ રાય દુતીઆ ઠેરાવી.

---

## નુખ (૧૧) મી રાય ગોકુલ ગાંધી.

રાવતજી ભાટી લડાઇમાં મરણુ પામ્યા પછી તેનો છોકરો નવલજી કરીને હતો તે મુલતાનમાં જઇને ગોકુલનામના ગાંધીને ત્યાં ચાકરી રહયો તેને મલતા ભટીના વીશ ઘર હતાં તે સરવે રાય ગોકલ ગાંધીના નામથી ઓલખાવા લાગા.

---

## નુખ (૧૨) મી રાય જાખા.

ભીમથલીમાં રેહેનાર જાખાજી ભાટી હનુમાંનના ઘણા ભકત્ત હતા. તે પંચમુખી હનુમાનની ઉપાશના કરતા હતા અને જુઠું બોલતા નહતા તેની સાથે મલતાં ચોવીશ ઘર હતાં તેઓને નુખ રાય જાખાનું નામ આપ્યું.

## નુખ (૧૩) મી રાય નયેગાંધી

જોધરાજજી ભાટીના પુત્ર મેઘરાજજીએ ભાવલપુરમાં ગાંધીની દુકાન માંડી હતી અને નયેગાંધીના નામથી ઓલખાતા હતા, તેમની સાથે સઘલા મલીને વીશ ઘર ભાટીના મલ્યાં તે બધાની રાય નયેગાંધી નુખ ઠેરાવી. એ સહુ રામચંદ્રજીના ભકત હતા.

---

## નુખ (૧૪) મી રાય મેદીઆ.

મેદી ગામમાં રેહેનાર કુંભાજી ભાટી લડાઇમાં રામસરણ પામ્યા પછી તેનો પુત્ર ઓગાજી હતો તે બાદરઅલી નવાબનીપાસે નોકરી હતો તેની સાથે ભાટીના ઓગણીસ ઘેર મલ્યાં તે સરવેની નુખ રાય મેદીઆ ઠેરાવી.

---

## નુખ (૧૫) મી રાય છછીઆ.

દેશાજી ભાટીની સાથે ભટીઓના છ ઘર મલ્યાં તેથી તેમની નુખ છછીઆ ઠેરાવી.

---

## નુખ (૧૬) મી રાય બબલા.

થલીની અંદર નગુ ગામમાં જોધાજી ભાટી રેહતા હતા તેઓની સાથે આઠ ઘર ભટીના મલ્યાં તે સહુ ક્ષત્રીવટમાં ઘણા નીપુણ હતાં તેના પુત્ર બબલાએ ફોજમાં બહુ રાડ મચાવી, તેથી તેમની સાથેના ભાટીઓની રાય બબલાની નુખ ઠેરાવી.

---

## નુખ (૧૭) મી રાય પંચાલ.

પંચાલપુરામાં રેહેનાર રાય ભીમજીની સાથે ભાટીના આઠ ઘર મલ્યા તેની રાય પંચાલની નુખ ઠેરાવી.

---

## નુખ (૧૮) મી રાય ગગલા.

ગગલાજી ભાટી લડાઇમાં રામશરણ પામ્યા તેના છોકરા માનસીંગની સાથે ભટીના ત્રીશ ઘર મલ્યા તેની રાય ગગલાની નુખ ઠેરાવી.

---

### નુખ (૧૯) મી રાય સુઅડા.

ભાટીમાં સુઅડ નામની અડક હતી તેથી તે અડકવાલા ભાટી ઉદાજી તથા તેની સાથનાઓની રાય સુઅડાની નુખ ઠેડાવી.

---

### નુખ (૨૦) મી રાય નાગડા.

મારવાડની થલીમાં નાગડા કરીને ગામછે ત્યાં છવીશ ઘર ભાટીના હતાં તેઓની રાય નાગડની નુખ ઠેરાવી.

---

### નુખ (૨૧) મી રાય સરાકી.

ભાવલપુરમાં નવલસીંગ ભાટી રેહેતા હતા તે કાજી કુતબખાનની નોકરી કરતા હતા. ગામમાં કોઈને વાંધો કે તકરાર પડે અને જે પક્ષકાર નવલસીંગના દેવ જુવારી તેની સાહેતા માંગે તેને તે કાજી પાસેથી ઇનશાફ અપાવતા તેથી તે નવલ સરાકી કેહેવાતા તેની સાથે ભટીના ચઉદ ઘર મલ્યાં તેઓની નુખ સરાકી ઠેરાવી. નવલસીંગનો છોકરો ઉદામલ થયો તેણે બહુ સારો જશ મેલવ્યો.

---

### નુખ (૨૨) મી રાય સોની.

સોન ગામમાં ભાટીના બાર ઘર હતાં તેમાં રતનારાયજી ભાટી મુખી હતા તેઓ તલનો વેપાર કરતા હતા. સોન ગામ ઉપરથી તેઓની નુખ સોની ઠેરાવી.

---

### નુખ (૨૩) મી રાય સોફુલા.

ભુપતસીંગ ભાટીની સાથે પંદર ઘર ભાટીના મલ્યાં તેઓની નુંખ સોફુલા ઠેરાવી.

---

### નુખ (૨૪) મી રાય જીઆ.

જીઆજી ભાટીએ ફોજમાં ઘણી બાહદુરી દેખાડી હતી તથી તેને મલતાં ભટીના સતર ઘર હતાં તેઓની નુખ રાય જીઆ ઠેરાવી.

---

### નુખ (૨૫) મી રાય મોગીઆ.

મોગીઆજી ભાટી લડાઈમાં રામસરણ પામ્યા પછી તેના છોકરા આઠ હતા તેને મલતાં ભટીના અઠાવીશ ઘર હતાં તેઓની નુખ રાય મોગીઆ ઠેરાવી.

---

### નુખ (૨૬) મી રાય ધધા.

થલી દેશમાં ધધાલું ગામ હતું ત્યાંહા ભટીના ઘર આઠ હતાં તેઓની નુખ રાએ ધધા ઠેરાવી.

---

### નુખ (૨૭) મી રાય રીકા.

રીકાજી ભાટીએ લડાઈમાં ઘણી ફોજનો ઘાણ વાલી પોતે રામ સરણ થયા, તેનો છોકરો જશાજી હતો તેની સાથે ભટીના બાર ઘર મલ્યાં તેઓની નુખ રાએ રીકા ઠેરાવી.

---

### નુખ (૨૮) મી રાય જીધણ.

જીધણજી ભાટી ખેતીવાડીનો ધંધો કરી પોતાનો ગુજરાણ કરતા હતા તેઓની સાથે ભાટીના ત્રીશ ઘર મલ્યાં તેઓની નુખ રાય જીધણ ઠેરાવી.

---

### નુખ (૨૯) મી રાય કોઢીઆ.

કોઢીઆ ગામમાં ભાટી રેહેતા હતા તેઓના ઘર દશ હતાં તેઓની નુખ રાય કોઢીઆ ઠેરાવી.

---

### નુખ (૩૦) મી રાય કોયા.

કોયાપુર ગામમાં ભટીના અઢાર ઘર હતાં તેઓ સરવે ખેતીવાડીનો ધંધો કરતા હતા તેઓને નુખ રાય કોયાનું નામ આપ્યું.

---

### નુખ (૩૧) મી રાય ધવણ.

ધવણરાએ નામના ભાટી સખાવત કરવામાં ઘણા ઉદાર દીલના

હતા તેમના છોકરા મેઘાજીની સાથે અગીઆર ઘર મલતા રહ્યા તેથી તેઓને નુખ રાય ધવણનું નામ આપ્યું.

---

### નુખ (૩૨) મી રાય વેવલા.

ગાથા ગામમાં ખેતલજી અને પુનાજી નામે બે પ્રખ્યાત ભટી રેહેતા હતાં તેઓએ પ્રધાન પદ ઉપર રહી સારી નામના મેલવી તેથી તેઓના આશ્રય નીચે રેહેનારા ભટીઓને નુખ રાય વેવલાનું નામ આપ્યું.

---

### નુખ (૩૩) મી રાય જીઆ.

મારવાડની થલીમાં જીઆચાદડ નામના ભાટી રેહેતા હતાં તેઓ ખેતીવાડીનો ધંધો કરતા હતાં તેમના સોલ ઘરને નુખ રાય જીઆનું નામ આપ્યું.

---

### નુખ (૩૪) મી રાય વનડા.

થલીની અંદર વનડા કરીને ગામ છે ત્યાં ભટીના સાત ઘર હતાં તેઓ વાઢપાલનો ધંધો કરતા હતાં તેઓની નુખ રાય વનડા ઠેરાવી.

---

### નુખ (૩૫) મી રાય ઢગા.

ઢગાજી ભાટીએ લડાઇમાં ઘણી બાહદુરી દેખડાવેલી તેની સાથે રેહેનાર ભટીઓના ઓગણપચાશ ઘરને રાય ઢગાની નુખનું નામ આપ્યું.

---

### નુખ (૩૬) મી રાય કંધીઆ.

જેસલમેરની લડાઇમાં સુજાજી ભટીનું માથું કપાઇ ગયા પછી ઘણીવાર સુધી તેનો ધડ ઝુંઝયો તેથી તેના વંસજોને રાય કંધીઆનું નામ આપ્યું; એઓની સાથે ભટીના દશ ઘર હતાં અને તે સરવે ખેતીવાડીનો ધંધો કરતા હતા.

---

## નુખ (૩૭) મી રાય રડીઆ.

મારવાડની થલીમાં રતનાર કરીને ગામ હતું તેમાં રડીઆજી ભાટી રેહેતા હતા તે અતિથી, અભ્યાગત આવે તેને અનજલ આપી આસવાસના કરતો હતો તેની સાથે તેના ભાયાતના છતરીશ ઘર હતાં તેઓને નુખ રડીઆનું નામ આપ્યું.

---

## નુખ (૩૮) મી રાય કજરીઆ.

મુલતાનની પાસે કજરજા ગામમાં ભાટીના ચોવીશ ઘર હતા અને તેઓ સરવે ખેતીવાડીનો ધંધો કરતા હતાં તેઓમાં માનસીંગજી મુખી હતાં તેને સાત દીકરા હતા તે સરવે મુખીઆ કેહેવાતા તેઓને નુખ રાય કજરીઆનું નામ આપ્યું.

---

## નુખ (૩૯) મી રાય સીજવલા.

ઓલાહીનું કામ કરનાર દસ ઘર ભાટીના હતાં તેઓ બાણવીદ્યામાં ઘણા કુશલ હતા અને ચોરી તથા વ્યભીચારાદીક કામ કરનારને ઠાર મારી નાંખતા હતાં તેથી તેઓને નુખ શીજવલાનું નામ આપ્યું.

---

## નુખ (૪૦) મી રાય જખાલા.

સીંધુ દેશમાં જખાલા કરીને ગામ છે ત્યાંહા ભાટીના ચઉદ ઘર હતાં તેઓની નુખ રાય જખાલા ઠેરાવી.

---

## નુખ (૪૧) મી રાય મલણ.

ગુગલા ગામમાં બાવીશ ઘર ભાટીના હતાં તેમાં મલનજી મોહોટા હતાં તેને મોતી અને મેરાણ એવા બે છોકરા હતાં તે સરપ દંસનો વીષ ઉતારવાની વીદ્યા ઘણી સારી જાણતાં હતાં તેથી મલણનું નામ બહુ પ્રખ્યાત થયું; એજ કારણથી તેઓની નુખ રાએ મલણ ઠેરાવી.

---

## નુખ (૪૨) મી રાય ધબા.

રોડી ગામમાં સતર ઘર ભાટીના હતાં તેમાં રાએધબા મુખી હતાં તેઓ ઊંઠ રાખી ભાડું કરતાં હતાં તેઓની નુખ રાએ ધબા ઠેરાવી

## નુખ (૪૩) મી રાય ધીરણ.

ધીરણજી ભાટી લડાઇમાં બાહાદુરીથી લડીને સ્વર્ગવાસ પામ્યા તેનો છોકરો ઉદેરાયજી હતો તેની સાથે જેટલા ઘર મલ્યા તેઓની નુખ રાય ધીરણ ઠેરાવી.

---

## નુખ (૪૪) મી રાય જગતા.

જ્યારે જેસલમેર ઉપર લડાઇ ચાલતી હતી તેવારે જગતાનંદ ભાટીએ એવીતો બાહાદુરી દેખડાવી કે ઘોડા ઉપર બેસીને દુશમનની ફોજને કાપતાં પોતાના આંગ ઉપર છોઇવઢ (કાંઇ પણ જખમ) થયા વગર આરપાર નીકલી ગયો હતો. દુશમનની ફોજનો પડાવ ત્રણ કોશની અંદર હતો તેટલી ગીરદીમાં ઘોડાને કાવો આપી અનેક તુરકને કાપી નાખેલાં તે બાહાદુરીને યાદ રાખી તેના વંસજોને અઢાર ઘર ભટીના મલતા થયાં તેઓને નુખ રાય જાગતાનુ નામ આપ્યું.

---

## નુખ (૪૫) મી રાય ખીઅરા.

ખીઅરાજી ભાટીએ પણ લડાઇમાં ઉપર પ્રમાણેજ સૌર્યતાં દેખાડી સેંકડો દુસમનોને કાપીને પોતાની જાન બચાવી સલામત પાછા આવ્યાં. પટો રમવામાં તેઓ ઘણા નીપુણ હતાં અને ક્ષત્રીવટનો અભીમાન રાખતા હતાં તથા જસરાઇ દેવીના મોહોટા ભકત હતાં તેને ત્રન પુત્ર હતાં તેમની સાથે ભાટીના અગીઆર ઘર મલ્યાં તેઓને નુખ રાય ખીઅરાનું નામ આપ્યું.

---

## નુખ (૪૬) મી રાય થુલા.

ભાટીના સતર ઘર થલીમાં હતાં તેઓની નુખ રાય થુલા ઠેરાવી.

---

## નુખ (૪૭) મી રાય સોઢીઆ.

સંગમલજી નામનો ભાટી સરદાર સોઢા જાતના રજપુતની કન્યા પરણ્યો હતો તેને પેટે ચાર પુત્ર થએલા, તેઓની સાથે ભાટીના (૨૪) ઘર મલ્યા તેઓને રાય સોઢીઆનું નામ આપ્યું.

---

## નુખ (૪૮) મી રાય બોડા.

બોડાજી ભાટી બખરમાં રેહેતા હતા તેઓ બહુ પ્રખ્યાત હતા તેઓની સાથે રેહેનાર ભાટીના ચાલીશ ઘર હતાં તેઓની નુખને રાય બોડાનું નામ આપ્યું.

## નુખ (૪૯) મી રાય મોછા.

અરજુનજી ભાટી જસરાઇ દેવીનાં ભકત હતા તે પંચકેશ રાખતા હતા, તેની મુછ ઘણી મોહોટી હતી તેથી તેને અરજુન મોછા કરીને કેહતા હતા, તેઓની નુખને રાય મોછાનું નામ આપ્યું.

## નુખ (૫૦) મી રાય તંબોલી.

નંદા અને નગા એવા બે ભાઇ તંબોલીનો વેપાર કરતા હતા અને શીવના ભગ્ત હતા, તેઓની સાથે મલતાં ભાટીના સતાવીસ ઘરને નુખ રાય તંબોલીનું નામ આપ્યું.

## નુખ (૫૧) મી રાય ઢકર.

ચાર જાતના રજપુતોના બત્રીશ ઘર એકઠાં કરી તેઓની નુખ રાય ઢકર ઠેરાવી છે, તેમાં સોઢા, ચાવડા, ચવાણ અને પરમાર જાતના રજપુતોછે. નાથાજી ચોહાણની સાત દીકરી હતી, તેમાં ત્રણ લખણવંતાની નુખમાં તથા ચાર ગાજરીઆ નુખમાં પરણાવી હતી.

## નુખ (૫૨) મી રાય લખણવંતા.

લખણવંત ભાટી ઘણાજ ભાગ્યસાલી હતા, કારણ કે તેને બાર પુત્ર હતા તે સઘલા સદાચર્ણી અને સુરવીર હતા; તેનું કુટંબ મોહોટું હતું, ઘરમાં એક હાંડલે એકસો ને સાત માણસ જમતા હતા અને ઘણાજ સહલાસંપથી રેહેતા હતા, તેઓને રામચંદ્રજીની ભકતી ઉપર આસ્થા હતી તેઓની નુખને રાય લખણવંતાનું નામ આપ્યું.

### નુખ (૫૩) મી રાય ભુદરીઆ.

ભુદરજીની સાથે ભાટીના બાર ઘર મલતાં આવ્યાં તેઓની નુખ રાય ભુદરીઆ ઠેરાવી.

---

### નુખ (૫૪) મી રાય અણુધર.

ભાટીમાં અણુધર નામે એક શાખા હતી, તેઓના અઢાર ઘર મલીને એક ગોત્ર બાંધ્યું તેઓ ભાવલપુરમાં રેહેતા હતા અને અનધર કેહેવાતા હતા તેથી તેઓની નુખને અણુધરનું નામ આપ્યું.

---

### નુખ (૫૫) મી રાય ઢઢાલ.

રામાજી ભાટી પંજાબમાં ઢઢાલા ગામમાં રેહેતા હતા તેઓ ખેતી વાડીનો ધંધો કરતા હતા, તેઓની સાથે ભાટીના બત્રીશ ઘર હતાં, તેઓની નુખ રાય ઢઢાલ ઠેરાવી.

---

### નુખ (૫૬) મી રાય દેગચંદા.

દેગાજી અને ચંદાજી નામે બે ભાઇ સરકારી દાણ ઉઘરાવવાનું કામ કરતા હતા તેઓની સાથે ભટીના એકવીશ ઘર મલ્યાં તેઓની નુખ રાય દેગચંદા ઠેરાવી.

---

### નુખ (૫૭) મી રાય બીબલ.

બીબલવાસમાં કુંભાજી અને કાનાજી ભાટી રેહેતા હતા, તેઓની સાથે ભાટીના બત્રીસ ઘર હતાં, તેઓની નુખ રાય બીબલ ઠેરાવી.

---

### નુખ (૫૮) મી રાય પોથા.

પોથાજી, પરમાજી અને નાગજી એવા ત્રણ ભાઈઓ હતા, તેઓની સાથે ભાટીના ત્રેવીશ ઘર હતાં, તેઓની નુખ રાય પોથા ઠેરાવી.

---

### નુખ (૫૯) મી રાય પ્રેમલા.

પ્રેમાજી અને પરમાજી નામના બે ભાટી રજપુતો રાસા ગામમાં

રેહેતા હતા તેઓની સાથે ભાટીના પંદર ઘર મલતાં થયાં તેઓને રાય પ્રેમલાનું નામ આપ્યું.

---

## નુખ (૧૦) મી રાય પોઢધગા.

કાનાજી અને કુંભાજી નામના બે ભાઇ હતા, તેઓ ગુરૂ નાનકનો ધર્મ પાલતા હતા, વરશીવરશ પોઢ ધેગ* કરાવતા હતા, તેથી તેને પોઢ ધગા કેહેતા, તેઓની સાથે ભાટીના નવ ઘર હતાં તેઓને નુખ રાય પોઢ ધગાનું નામ આપ્યું.

---

## નુખ (૧૧) મી રાય મધુરા.

મધુરાજી ભાટી મુલતાનમાં ત્યાના ખાનની પાસે ચાકરી હતા, તેઓ દાન દક્ષણા આપવામાં ઘણા ઉદાર હતા, તેઓની સાથે ભાટીના અગીઆર ઘર હતાં તેઓની નુખ રાય મધુરા ઠેરાવી.

---

## નુખ (૧૨) મી રાય ફરાસ ગાંધી.

જોતામલ ભાટી મુલતાનમાં મોજુદખાનની શાથે વેપાર કરતા હતા, અને અનેક જાતના સુગંધી તેલ અને અત્તર નલી યંત્રથી ઉતારતા હતા તેથી તેને ફરાસ કેહેતા હતા, એની સાથે ભાટીના એકવીસ ઘર હતાં તેઓની નુખને રાય ફરાસ ગાંધી એવું નામ આપ્યું

---

## નુખ (૧૩) મી રાય પરેગાંધી.

રાએપોંલમાં પરેજી ભાટી ગાંધીની દુકાન કરી નીરવાહ ચલાવતા હતા, તેની સાથે મલતા આવેલાને રાય પરેગાંધીનું નામ આપ્યું.

---

## નુખ (૧૪) મી જુજરગાંધી.

પંજાબમાં જુજર ગામમાં અજીતસીંગજી અને રાફાજી નામે બે ભાઇ ગાંધીની દુકાન રાખી વેપાર કરતા હતા, તેઓની સાથના ભાટીના સોલ ઘરને રાય જુજર ગાંધીનું નામ આપ્યું.

---

* પોઢ ધેગ એટલે એક જાતની ધરમની ક્રીયા.

## નુખ (૬૫) મી રાયપવાર.

ભાટી કુલમાં પવાર નામની એક સાખા હતી, તેના ચાર ઘર હતાં તેથી તેઓની નુખને રાય પવારનું નામ આપ્યું.

## નુખ (૬૬) મી રાય પ્રેમાસુજ.

ગોંઘાજી ભાટીને પ્રેમાજી અને સુજાજી બે પ્રખ્યાત પુત્ર હતા તેઓ-ની સાથે ભાટીના સતાવીશ ઘર હતાં તેઓની નુખ રાય પ્રેમાસુજ ઠેરાવી.

## નુખ (૬૭) મી રાય રાજા.

મારવાડની થલીમાં રાજા કરીને ગામ હતું ત્યાં ભાટીના અડતાલીશ ઘર હતાં અને ખેતીવાડીનો ધંધો કરતા હતા, તેઓની નુખને રાય રાજા નું નામ આપ્યું.

## નુખ (૬૮) મી રાય પરજીઆ.

દાકાએટી કરનારા લુટારાઓએ ગામના ઉપર ધાડ નાખી ત્યારે ભીમસીંગજીના છોકરા રાસણુજી પોતાના પાંચ છોકરા તથા છ ભાઇને લઇને તેઓની સામા થયા, લડાઇમાં તેઓના સો માણસ કાપી નાખ્યાં અને પોતાના બાર જણમાંથી દસ જણના માથાંનો ભોગ આપી ગામના લોકોનો બચાવ કર્યો. એ રીતે પારકાઓને માટે જીવ આપવાના સબબથી તેઓની નુખને રાએ પરજીઆનું નામ આપ્યું.

## નુખ (૬૯) મી રાય કપુરા.

કપુરાજી ભાટી ઘણા વૃધ હતા, તેઓની સાથતા ભાટીના એકવીશ ઘરની નુખને રાય કપુરાનું નામ આપ્યું.

## નુખ (૭૦) મી રાય ઢાઢર.

પંજાબની અંદર ઢાઢર નામના ગામમાં ભાટીના બાર ઘર વસતાં હતાં તેઓની નુખને રાય ઢાઢરનું નામ આપ્યું.

## નુખ (૭૧) મી રાય કરતરીઆ.

કાનાજી ભાટીના કુટંબી વીશ જણ હતા, તેઓ સરવે સંપીલા અને એકસરખા બાહાદુર હતા, તેથી તેઓને કરતરીઆ કેહેતા હતા, તેઓની નુખને રાય કરતરીઆનું નામ આપ્યું.

---

## નુખ (૭૨) મી રાય ગુગલા.

સુજાન રાએ ભાટી ગુરૂ ગુલાબ નાનકના સીષ્ય થયા હતા, તેઓ-ની સાથના સતર ઘર ભાટીના હતાં, તેઓએ પોતાના ગુરૂનું નામ વીખ્યાત કરવા સારૂ પોતાની નુખને રાય ગુગલાનું નામ આપ્યું.

---

## નુખ (૭૩) મી રાય કુકડ.

પંજાબમાં કુકડ કરીને ગામ હતું, ત્યાં ભટીના તેત્રીસ ઘરની વસ્તી હતી તેથી તેઓને રાય કુકડની નુખ ઠેરાવી.

---

## નુખ (૭૪) મી રાય મુલતાની.

જદુરાયજી ભાટી મુલતાનમાં રેહેતા હતા, તેઓનું કુટંબ બહુ મોહોટું હતું, તેઓ સરવે કાપડનો વેપાર કરતા હતા, તેઓના ઘર ચોરાસી હતાં તેઓને રાએ મુલતાનીનું નામ આપ્યું.

---

## નુખ (૭૫) મી રાય ચમુજા.

ચમૂજા ગામમાં ભાટીના ચોવીશ ઘરની વસ્તી હતી તેથી તેઓની નુખને રાએ ચમૂજાનું નામ આપ્યું.

---

## નુખ (૭૬) મી રાય દેહીઆ.

દેહીઆ ગામમાં ભાટીના દસ ઘરની વસ્તી હતી તેથી તેઓની નુખને રાએ દેહીઆનું નામ આપ્યું.

---

## નુખ (૭૭) મા રાય કરણગોતા.

પ્રખ્યાત કરણાજી ભાટીના વંસને કરણા ગોત્રના નામથી ઓળખ-તા હતા, તેઓના ઘર સડતાલીશ હતાં, તેઓ ભાવલપુરમાં રેહેતા હતા,

તેઓમાં મુલરાજ અને મેઘરાજ નામના બે ભાઇઓ ભાવલપુરના ખાન પાસે ચાકરી હતા, રાજકાજમાં ઘણા ચતુર હતા અને સમસેર બાહાદુર હતા, તેઓની ઓડક ઉપરથી તેઓની નુખને રાય કરણગોતા ઠેરાવી.

---

## નુખ (૭૮) મી રાય નીસાત.

સામુ અને રામુ ઘઊંનો સત્વ કાઢીને તેનો હલવો ઘણા સરસ બનાવતા હતા, તેઓની સાથના ભાટીના અગીઆર ઘરને રાય નીસાવની નુખનું નામ આપ્યું હતું.

---

## નુખ (૭૯) મી રાય ઉદેસી.

પરમાજી ભાટીના બે છોકરા હતા, તેમાં ઊદેરાયજી મોહોટા હતા, તેઓને પોતાના નાહાના ભાઇ સાથે વેરભાવ હતો તેથી તેણે પોતાની સાથના સોલ ઘરની નુખ રાય ઉદેસી ઠેરાવી.

---

## નુખ (૮૦) મી રાય વાઢુચા.

ભીમથલીમાં ભોજરાજ ભાટી વાઢપાલ નો વેપાર કરતા હતા અને ઊંઠ રાખી મુસાફરોને માટે ભાડું કરતા હતા તેઓના કુટુંબીને રાય વાઢુચાનું નામ આપ્યું.

---

## નુખ (૮૧) મી રાય બલાયા.

પંજાબમાં બલાયા કરીને ગામછે, ત્યાં ભોજરાજજીના પુત્ર ભાણજી રેહેતા હતા, તેઓની સાથે ભટીના આઠ ઘર હતાં તેઓની નુખને રાય બલાયાનુ નામ આપ્યું.

---

## નુખ (૮૨) મી રાય પઉવર.

પેમાજી અને પદમાજી પઉવરી ગામમાં રેહેતા હતા, તેઓની સાથના ભટીના સતર ઘરને નુખ રાય પઉવરનું નામ આપ્યું.

---

## નુખ (૮૩) મી રાય કીનાં.

પંજાબમાં સુરાજી ભાટીના કુટંબી દુસમનના ઉપર કીનો રાખીને તેઓને પાયમાલ કરતા હતા, તેથી તેઓની નુખ રાય કીના ઠેરાવી.

---

## નુખ (૮૪) મી રાય કાજીઆ.

રીણુમલજી ભાટી ભાવલપુરના ખાન પાસે કાજીના હાથ નીચે મુનશીનું કામ કરનાર હતા, તેથી તેઓની સાથનાં પંદર ઘરને રાય કાજીઆનું નામ આપ્યું.

આ પ્રમાણે ચોરાસી નુખ બાંધ્યા પછી કેટલાએક દીવસે એક પંચાસીમી નુખ મોટા નામથી પ્રસીધ થઇ, તેની હકીગત નીચે પ્રમાણેછે:—

---

## નુખ (૮૫) મી રાય મોટા.

સંવત ૧૩૮૦ ની સાલમાં મુલતાનમાં નારૂમલ કરીને લુહાણો રહેતા હતા, તેને મોટી નામની એક છોકરી હતી. આ છોકરીને પોતાની ભોજાઇ સુજાન સાથે વઢવાડ થતાં મોટીએ સુજાનને મછીઆરીની છોકરી કહી, તેથી સુજાન ચીરડાઇને બોલી કે તું સું મીજાસથી બોલેછે, તું જેને ઘેર પરણીશ તેપણ મછીઆરા હશે, કોઇ ભાટીઓ તુને પરણનાર નથી. આ ઉપરથી મોટીએ પોતાના માબાપ પાસે જઇ હઠ લઇ બેઠી કે મારો વીવાહ ભાટી સાથે કરવો ! નારૂમલ બોલ્યો કે તેમની જાત જુદી અને આપણી જાત જુદી, માટે એ વાત બની શકે તેવી નથી. મોટીએ હઠાગ્રહથી કહ્યું કે જો મારૂં લગ્ન ભાટી સાથે થયું તો ભલું, નહીં તર હું પ્રાણઘાત કરીશ. છોકરીના હઠાગ્રહથી નારૂમલ તથા તેની સ્ત્રીએ વીચાર કરી, આસર કુલના મોતીરામ તથા પ્રેમાસુજી નુખના ગોંધાજી, તથા જેતામલ ફરાશ, ગોવીંદ ગાજરીઆ વીગેરે શખસો પાસે જઇ પોતાની હકીગત જાહેર કરી. તેઓએ કહીશેં કે નારૂમલની માંગણી અનુચિતછે માટે તે બને તેમ નથી. નારૂમલે પણ ઘણો આગ્રહ પકડેલો હતો તેથી ઉપર લખ્યા શખશોને ભાટીઓની સભા બોલાવવાની જરૂર પડી. ઘણી ચરચા થયા પછી એવો ઠેરાવ થયો કે કન્યા આપવાને આવે તેની માગણી

પાછી હેલી તીરસ્કાર કરાએ નહીં, માટે એની કન્યાનો સ્વીકાર કરવો; પછી ધવણ નુખના મનુ નામના સખશ શાથે તે કન્યા પરણાવવાની રજા આપી અને તેઓના વંસજોને મોટા નુખથી ઓલખવા ઠેરાવ કર્યો અને જાતીભેદની છીતનો તમામ અનાદર કર્યો.

ભાટીઆઓમાં આસર નામની એક મોહોટી સાખાછે, એ સાખા માહેના જણ એમ માનેછે કે આસર એ એક નુખછે, પણ તેમ નથી, આસર એ એક અતી ભોળો અને ઉદાર દીલનો સખશ હતો, અને તેની નુખ રાય હરીઆ હતી. આ ભોલા દીલના માણસે લઇઓ પોરાવી (ઝાડવાઓને પવનથી હાલતાં જોઇ તેઓ ઠંડીથી ધ્રુજેછે, એમ માની તેઓને કાપડના કટકા ઓઢાડયા) તે ઉપરથી તેનું નામ પ્રસીધ થયું, અને તેના વંસજો આસર પોત્રાના નામથી ઓલખાવા લાગા. કાલાંતરે કરીને બીજી બે નુખ કોઇ તેવાં કારણથી આસરની શાખામાં મલી ગઇછે તેથી એ સાખામાં રાય હરીઆ, રાય કીના, અને રાય કાજીઆ એવી ત્રણ નુખના માણસોછે તેઓ સરવે આસર અથવા આસર પોત્રાના નામથી ઓલખાયછે.

શેઠ મથુરાંદાસ લવજીએ ભાટીઆની કુલકથાની ચોપડી છપાવીછે, તેમાં નુખોનું વરણન આપ્યા બાદ કેટલાંએક ગોત્ર બતાવ્યાંછે, પણ તે ગોત્રની શોધ શીરીતે મલી તે વીશે તેઓએ કાંઇ લખ્યું નથી. હકીગત ઉપરથી એમ સમજાયછે કે જારે નુખોની વ્યવસ્થા કરવામાં આવી તે વખતે તેઓને ગોત્રની કાંઇપણ ખબર નહતી અને જુદી જુદી નુખો પણ એજ કારણથી બાંધવામાં આવી અને જારે એવું છે ત્યારે તેઓના ગોત્ર પછવાડેથી શીરીતે માલુમ પડયાં તે વીશે ખાતરી પુરવક ખુલાશાની જરૂર હતી પણ શેઠ મથુરાદાસ લવજીએ તે વીશે કાંઇ લખ્યું નથી.

ભાટીઆઓના અજાચી ભાટ સામજી ઠાકરશીએ અમારી પાસે એમ કહયું હતું કે ભાટીકુલના (૨૮) ગોત્રછે, અને દરેક ગોત્રમાં ત્રણ ત્રણ નુખછે પણ તે વીશે ખુલાશો માંગતાં તેઓ કાંઇપણ ખાતરી આપી શકયા નહતા, તે ઉપરથી એમ જણાએછે કે ભાટ લોકોએ કલ્પીત ગોત્ર ઠેરાવેલછે; અને તે, નુખ બાંધવાની રીત ઉપરથી પણ ખાતરી થાએછે. દરેક ગોત્રમાં ત્રણ વીભાગે ત્રણ નુખ બાંધી એવો પ્રકાર બીલકુલ નહતો.

ઘણા વર્ષ ઉપર છપાએલા ભાટીઆની કુલકથા નામના ગ્રંથમાં લખેછે

કે ભાટીઆઓનું અત્રી ગોત્રછે અને તેઓ ચંદ્રવંસી અથવા આધુનીક જાદવવંસીછે. અધ્યાપરવર તથા ત્રીપરવરછે. રૂગ્વેદ અને અસ્વલાયન શાખા છે. ભાટીઆઓ ઉપવિત ધારણ કરેછે અને તેઓને વેદોકત કર્મનો અધીકારછે; પણ તેઓના પુષ્કરણા ગોર અથવા ઉપાધ્યા માહેના ઘણે ભાગ કાલા અક્ષરને કુટી બેશાડે તેવાછે તેથી પુરાણોકત કર્મપણ બરોબર થાતું નથી.

જનોઈ બદલવાનો મંત્ર નીચે પ્રમાણે છે-

यज्ञोपवितं परमं पवित्रं, प्रजापते र्यत्सहजपुरस्तात
आयुःसमग्रं प्रतिमंच शुभ्रं, यज्ञोपवित्रं बलमस्तुतेजः

જુની જનોઈ કાઢી નાખવાનો મંત્ર.

जिर्णोपवितं यदि जिर्णवंतं, वेदांतसत्यं परिब्रह्म नित्यं
आयुश्च मग्रंप्रतिमंच शुभ्रं. जिर्णो पवितं विसर्जय मितं

સાસ્ત્રમર્યાદા એવીછે કે જનોઈ પેરવી હોય ત્યારે ઉપર લખ્યોમંત્ર ત્રન વખત બોલીને પેરવી તથા જુની જનોઇને નીચે લખ્યો મંત્ર ત્રણ વખત બોલીને વીસર્જન કરવી; પણ તે શીવાયનું આચર્ણ કરવાથી વીધી નિષેધનું દોષ લાગેછે.



## પ્રકરણ ૯ મું.



### વીસા, દસા અને પાંચા વર્ગનો પ્રકાર તથા પુર્વે સ્થીતી.

ભટીઓ સરવે છિન્ન ભિન્ન થઇ ગયા, અને મુસલમાની રાજ્યના પ્રબલથી કેટલાએક સુભટો પરરાજ્યમાં જઈ નોકરી કરવા લાગા, કેટલાએક ખેતીવાડીનો ધંધો કરવા લાગા, કેટલાએક સારા વેપારીનો આશ્રય લઇ વેપાર કરવા લાગા અને કેટલાએક દુરદૈવને લીધે હલકી જાતના ધંધામાં પ્રવર્તમાન થયા હતા. આવી દસા જોઇ કેટલાએક સદગ્રહસ્થોએ

વીચાર્યું કે આપણી જ્ઞાતી સીંધ, પંજાબ વીગેરે મુલકોમાં રહી આપતીકાલ-ના જોગે નષ્ટ થઇ જાએછે માટે જ્ઞાતીના કલ્યાણાર્થે જે ખરચ થાએ તે કરવું અને તેજ ધનનું સાર્થકછે. આવું પોતાના મનથી નીસ્ચય કરી તીર્થ યાત્રા કરવા ઠેરાવ કર્યો અને સર્વ જગાએ સાંઢીઓ ફેરવી પાછી નાત ભેગી કરી. આ વખતે ઘણો સમુદાય ભેગો થયો તે સરવેને સાથે લઇ કાશી, ગયા, પ્રાગ વીગેરે સ્થલોમાં યાત્રા કરી શ્રી દ્વારકાંમાં આવ્યા અને ગોમ-તીજીમાં સ્નાન કરી એજ દેસમાં રહી ખેતીવાડી અથવા વેપાર કરી નીર-વાહ કરવા લાગા અને પવીત્રપણાથી વર્તવા લાગા. પેહેલાં તેઓ હાલાર-માં જઇ રહ્યા હતા, પણ પાછળથી તેઓ કચ્છ દેશ તરફ ઉતર્યા. કચ્છ માંડવીમાં સહુથી પેહેલાં ભાટીઆઓને ટોપણસેઠે લાવીને વસાવ્યા તેથી તેને કચ્છના રાજાએ સેઠપદ આપ્યું, તેના વંસજો આજે ટોપરાણી સેઠ કેહેવાયછે અને દરેક જણ ટોપરાણી સેઠની પદવી ભોગવેછે. ગમે તેવી ગરીબ હાલતમાં હોય તોપણ તેને સેઠ કરી બોલાવવામાં આવેછે.

જેસલમેર છુટી ગયા પછી પંજાબ વીગેરે મુલકોમા રહયાં હતા તે વખતે તેમનો ગોર અથવા ઉપાધ્યો શેથપાલ નામે સાતો સારસ્વત બ્રાહ્મણ હતો, જારે તીર્થ યાત્રા કરવા સારૂ ભટીઓ તઇઆર થયા, ત્યારે તેઓએ પોતાની સાથે આવવા સેથપાલને કહ્યું, પણ તે ધનથી ઊન્મદ થયો હતો તેથી તેણે પોતાના યજમાનનું અનાદર કરી પણીઆ નામના પુષ્કરણા બ્રાહ્મણને તેમની સાથે મોકલ્યો. આ અનાદરથી ભાટીઓ નાખુશ થયા અને જાતરા કરી આવ્યા પછી દ્વારકામાં આવી પણીઆને પોતાનો ગોર ઠેરાવ્યો. પણીઆએ સતાવીશ નુખ પોતા પાશે રાખી, બાકીની ૫૭ નુખોની યજમાન વૃતી પોતાના સગાવાહાલાને વેંહેંચી આપી, ત્યારથી પુષ્કરણા બ્રાહ્મણ ભાટીઆની યજમાન વૃતી ભોગવેછે.

યાત્રા કરી આવ્યા પછી જે લોકો પોતાના જ્ઞાતી વર્ગમાં કન્યાની દેતી લેતી કરતા હતા તેઓનું માન રાખી તેમને "વીશા" એવી સંજ્ઞા આપી અને જે લોકો અન્ય જાતીની કન્યા પરણી આવ્યા અથવા સીંધ, પંજાબ વગેરે પોતાથી જુદા પડેલા ભટીઓ જેઓના આચાર વીચાર પો-તાના જેવા સારા નહતા તેઓની કન્યા પરણી લાવ્યા તેઓને "દસા" એવી સંજ્ઞા આપી. કેટલોએક કાલ વીત્યા પછી સીંધ તથા પંજાબ તરફથી જે જે ભટીઓ આવીને મલ્યા, તેઓને "પાંચા" એવી સંજ્ઞા

આપી પોતા સાથે જોડી લીધા—એ પ્રમાણે વીશા, દસા, અને પાંચાંનો ભેદ ઘરડાઓના મોઢાથી દંતકથારૂપ સાંભળ્યો હતો તે જણાવ્યાંછે.

કેટલાંએક લોકો ભાટીઆ કુલને હલકું લગાડવા સારૂ એમ કહેછે કે જેસલમેર છુટી ગયા પછી તેઓ વટલી ગયા હતા તથા આચાર વીચાર માં પણ તેઓ ઘણા અપવીત્ર હતા, પણ આ વાત તમામ જુઠીછે. જે જગાએ નુખોનું વર્ણન કરેલુંછે ત્યાં વાંચનાર ધ્યાન દઇ તપાસી જાશે તો માલમ પડશે કે જે વખતે નુખોની વ્યવસ્થા કરવામા આવી તે વખતે કેટલાએક ભટીઓ રામચંદ્રજીના ભકત હતાં, કેટલાંએક વીસ્નુ ભકત હતાં, કેટલાંએક શીવ ભકત હતાં, અને કેટલાંએક દેવીને માનનારાં હતાં. કચ્છ માંડવીમાં આવીને વસ્યા પછી માંડવીની અંદર કલ્યાણેશ્વર માહાદેવનું મંદીરછે તે ભાટીઆઓનું ચણાવેલુંછે. મતલબીઆ સક્ષો લોકોને એમ સમઝાવેછે કે પુરવે ભાટીઓ મ્લેચ્છ આચાર પાલનારા હતા તેઓને માહારાજેએ બોધ કરીને ઉત્તમ સ્થીતીમાં આણ્યા; પણ એ વાત ભોળા અને અજ્ઞાની લોકોને દખાવવાનીછે. આસરે દોઢસો વરશની વાત ઉપર દીક્ષતજી માહારાજ સીંધ તરફ મુશાફરી કરીને કચ્છ માંડવીમાં આવ્યા તે વખતે ત્યાંહાંના ભાટીઆ શીવમાર્ગી હતા અને ઘણાજ પવીત્ર આચાર પાલતા હતા, તેમને પોતાની સંપ્રદાયમાં લેવા સારૂ દીક્ષતજીએ ઘણી મેહેનત કરી ત્યારે ઘણાંજ થોડા જણે તેમની દીક્ષા લીધી અને તે પછી અવારનીવાર માહારાજે કચ્છ તથા હાલારમાં આવજાવ કરવા લાગા અને થોડે થોડે લોકોને પોતા તરફ ખેંચવા લાગા; પછીતો દીવશે દીવશ લોકો એ સંપ્રદાયમાં દાખલ થતા ગયા. વલભી સંપ્રદાયમાં દેવપુંજાની વીધી એવી તો મોહકારીછે કે તે તરફ લાકોના મનનું આકર્ષણ થયા વગર રેહેજ નહીં.

---

## ભાટીઆઓની આધુનિક સ્થીતી.

જેશલમેર છોડીને આ તરફ ઊતર્યા ને આજે લગભગ ૭૫૦ વરશ થવા આવ્યા છે એટલી મુદતમાં કચ્છી, હલાઇ, ઓખાઇ, પાવરઇ, વીગેરે ભાટીઆની નાતમાં ઓળખો પડેલી છે તે ફકત જુદાં જુદાં પ્રાંતોમાં રેહવાના શબબથીછે, પણ કચ્છ, હાલાર, સોરઠ, ગુજરાત અને થોડો ભાગ દક્ષણ-

માં મલીને ભાટીઆઓની સંખ્યા આસરે એક લાખ માણસની લગભગ-ની છે, તે છતાં પણ તેઓની નાત અતૂટ અને પંકતી ભેદ વગરની છે એટલે તે બધા એક પંગતીએ વગર અડચણે જમેછે એ મોહોટી આનંદ કારક વાતછે બીજી જ્ઞાતીઓમાં જરા જરા બાબતની તકરાર પડતાં તેમના તડ જુદા પડી પંકતી વેહવાર અને બેટી વેહેવાર છુટી ગયાછે તેવું ભાટીઆની નાતમાં નથી એ સમજુ અને ડાહ્યા પુરૂશોને સાનંદાસ્ચર્ય જેવું દીસેછે. જારે તેઓ જેશલમેરથી ઊતર્યા ત્યારે તેઓની સ્થીતી ઘણી નબળી હતી તોપણ તેઓએ સહલા સંપથી રહી રાજ કાજમા તથા વેપાર ધંધામાં પડી પોતાના નાતીલાઓને આશ્રય આપી વધારતા ગયાં અને આજે તેઓ રાજકાજથી દુર રહી કેવલ વેપાર ધંધા ઊપર મંડી પડયા છે અને તે રસ્તામાં તેઓ લાજ, આબરૂ, માન, મરતબો અને પૈશો સારો મેલવી હીંદુઓની બીજી પ્રજા કરતાં વધારે પ્રખ્યાતી પામ્યાછે. જે કામમાં ભાટીઆઓ ઊતરે છે તે કામમાં પોતાના બુધીબલ અને હીમતથી વધારે દીપી નીકલેછે. આજે વેપાર ધંધાની બાબતમાં તથા તે કારણસર પરદેશોમાં મુસાફરી કરવામાં હીંદુસ્થાનની બીજી કોમ કરતાં ભાટીઆ વધારે હીમતવાન દેખાઈ આવ્યાંછે. આરબસ્તાનના ઊંમાણ પરગણામાં મશકત, સુવેક, મુસના, રૂસતાક વીગેરે ગામોમાં ભાટીઆ વેપાર અરથે રહેલા છે.

ઇરાની અખાતની તરફ લીંગા, અબુસર, અને બારેણ કાંઠા તરફ પણ ભાટીઆ વસેછે, આફ્રીકાના પુર્વ કીનારા તરફ વીણું, કીરમાણી, ઝંગબાર, મોઝેમબીક, એમ છેક કેપ આવ ગુડહોપ લગીની સરહદ લગી ભાટીઆ વેપાર અરથે જઇ રહેલાછે, ઝંગબારનો ટાપુ આપણા દેશથી ઘણો દુરછે તે છતાં ત્યાં બે હજાર ભાટીઆ કરતા વધારે માણશની વશતી છે; અને તેઓ મજકુર ટાપુના નાહાના નાહાના ગાંમડા કે જાંહાં વીશ પચીશ હપશીઓના ઝુપડા હોય ત્યા પણ એક બે ભાટીઆ દુકાન રાખી રહેલા હોયછે અને જારે એક ગામના હપશી ઓને બીજા ગામના હપશીઓ સાથે વઢવાડ થાએછે ત્યારે તે તે ગામના ભાટીઆ હપશીઓના ટોલાની સીરદારી લઇ તેમને દારૂ ગોલી પુરી પાડતાં લડાઈ વખતે શાથે જાએછે. ભટી, રજપુતો ટલી તથા હથીઆર છોડી ભાટીઆ વેપારી બની બેઠાછે તો પણ તેઓમાં રજપુતોનું લોહી બદલાયું નથી. જામનગરની

ગાદી ઊપર જશોજામ કરીને રાજા થઇ ગયો તે ભાટીઓ હતો. તેણે અંગ્રેજ સરકાર સાથે ત્રન દીવશ લડાઇ કર્યા પછી અંગ્રેજ સરકારની તરફથી આવેલા ખત્રી સુંદરજી સેઠે વચમાં પડી તથા બાબુરાયજી મહારાજને વચમાં રાખી જશાજામ અને અંગ્રેજ સરકાર વચ્ચે કોલ કરાર કરાવ્યાં હતાં. કચ્છ દેશમાં નાનજી કચ્છ કામદાર થઈ ગયો તે પણ ઘણો સાણો અને બાહાદુર ગ્રહસ્થ હતો; તેણે કચ્છી ભાટીઆઓની નાતમાં ચાલતી અવ્યવસ્થા જોઇ નાતના કાયદા બાંધેલાછે, તે નાતને ઘણાજ સુગમ પડતાછે અને તેને કચ્છના ભાટીઆ આજદીન સુધી કબુલ રાખી ચાલેછે. જુનાગઢમાં જબર લીલાધર નામનો ભાટીઓ દીવાન થઇ ગયો. નાગરોએ ખટપટ કરી નવાબને ઊંધુંચતું સમઆવી આ દીવાનના ઘર ઉપર તોપખાનું સરૂ કર્યું હતું, પણ પોલીટીકલ એજંટે વચ્ચે આવી સમાધાની કરાવી હતી. ગોંડલના રાજા પાસે લાધો ગોકલદાસ નામના ભાટીઆ કારભારી થઈ ગયા, તેના છોકરા જેઠાભાઇએ વઢવાણ રાજ્યમાં કારભારી કરી હતી. મુરારજી ગોકલદાસ થઇ ગયા તેઓ મુંબઇ ઇલાકાના ગવર્નર સાહેબ પાસે આનરબલના હોદ્દા ઉપર હતા, હાલ મુંબઇમાં ભાટીઆ જ્ઞાતીના ઘણાજણા સુલેહના અમલદારનો હુદ્દો ધરાવે છે. હીંદુઓના બીજા વર્ગ કરતાં ભાટીઆઓ ઘણા ઉદાર દીલના હોયછે. સેઠ ગોકલદાસ તેજપાલે પોતાની હયાતીના અંતે નાણાની મોહટી રકમ ધરમખાતાંમાં વાપરવા સારૂ કાઢી હતી. એ ગૃહસ્થના ધરમખાતાં તરીકે શેઠ ગોકલદાશ તેજપાલ વીદ્યાલય, સેઠ ગોકલદાશ તેજપાલ એંગલો વરનાક્યુલર સ્કુલ, બોરડીંગ સ્કુલ અને એક હોશપીટલ એવાં ચાર મોહટાં પરોપકારી ખાતાંઓ મુંબઇમાં ચાલુ થયાં છે એ શીવાએ બીજાં દેશાવરોમાં ધરમખાતાં હશે તે જુદાં. એજ પ્રમાણે સેઠ મુલજી જેઠાએ પણ સાર્વજનીક ધર્મખાતાં ઊઘાડયાછે તેમાં વીઠલવાડીના નાકાં ઊપર એક દેવાલય બાંધવામાં આવ્યુંછે, તેમાં દ્વારકાનાથજીની સ્થાપના કરવામાં આવેલીછે તથા મુશાફરોના ઉપીયોગ માટે ભુલેશ્વરની પાસે એક ધર્મસાલા કરાવેલીછે તથા જામનગરની અંદર પણ એક વીશાલ જગામાં ધરમશાલા કરાવી ત્યાં સાધુ સંતને અનદાનનું શદાવ્રત આપવું સરૂ કરેલુંછે. સેઠ ગોપાલદાસ માવજી, ભીમાણીવાલાએ ઘણા વરશ લગી મસકતનો કુડદો ઇજારે રાખી હાકમના જેવી

સતા ભોગવી હતી. સેઠ ઇખજી સવજી તથા જેરામ સવજીવાલાઓ ઘણા વરશ થયાં ઝંગબારનો કુડદો ઇજારે રાખી અમલદારી ભોગવેછે; અને કોઇપણ ભાટીઓ ઝંગબાર જાએ તો તે કોઇપણ વેપાર ધંધે વલગે ત્યાં સુધી પોતાને ત્યાં રાખી તેની સારી બરદાસ્ત કરેછે.

સેઠ કોરજી માવજી વાલા ધનજીએ નાશકની અંદર મુંગાં પસુ પક્ષીઓના રક્ષણાર્થે એક પાંઝરાપોલ કરાવીછે, તથા જાતરાલુના ઉતારા સારૂ એક ધર્મસાલા કરાવેલીછે અને તેની અંદર મુસાફરોની સગવડ માટે ગાદલાં, ગોદડાં વીગેરે સાહીત્ય તઇઆર રખાવ્યાંછે.

સેઠ ગોકલદાસ લીલાધર પાતસાહે ધરમખાતાંની કેટલીક જગાઓ કરાવલ હતી તે માહેની ધર્મશાલા એક મથુરાજીમાંછે તેને ભેંશપુરો કહેછે. આ જગા જાતરાલુ મુશાફરના ઉપયોગ માટે ઘણી સારીછે, પણ હાલ જમનાજીના કાંઠાઉપર નેણશી લખમીદાસ દોસી તથા મુરારજી ઠીલાણજીએ બરશાનીઆવાલી જગા વેચાતી લઇ તેને ધર્મશાલા બનાવીછે તેથી મુશાફરોને તે ઘણીજ સગવડની થઇ પડીછે. શેઠ લખમીદાસ ખીમજી એક મખ્યાત ગ્રહસ્થછે, તેઓ જસ્ટીશ આવ ધી પીસનો હોદો ધરાવેછે, અને અંગ્રેજી રાજ્યમાં તેમજ દેસી રજવાડામાં, કાઠીઆવાડ, મારવાડ અને મેવાડના રાજાઓ પાસે તેમની આબરૂ અને માન ઘણું સારૂંછે. તેઓ સેઠજી ઘણા બાહાદુર અને હીમતવાનછે, તેની સાથે દીલના તમામ ભોલાછે. મુંબઇમાં શ્રીજીની પેઢીછે તેમાં એક વખત રૂપીઆ ૭૨૦૦૦) ની ચોરી થઇ હતી, તેની આ સેઠજીને ખબર થતાં, તેજ વખતે તેઓએ પોલીશની મદદ મેલવી એકજ દીવશમાં ચોરી પકડી કાહાઢી હતી, અને રૂપીઆ સરવે હાથ કરી શ્રીજીના ખજાનામાં નખાવ્યા હતા. કાઠીઆવાડની અંદર શ્રીજીની ભેટના લાખો રૂપીઆ કેટલાએક ચોકશ કારણથી અટકેલા હતા, તે તેઓએ દેસી રજવાડાની મદદ મેલવી વસુલ કરાવી, નાથદ્વારે શ્રીજીના ભંડારમાં પોંહોંચતા કરાવ્યાછે.

સેઠ જીવરાજ બાલુએ પણ કેટલુંએક પરમાર્થનું કામ કરેલુંછે, ગોકુલમા એક તલાવ બંધાવેલુંછે; તે લોકોને ઘણું ઉપયોગીછે; તેમજ મુંબઇમાં તેઓએ એક કન્યાસાળા ઉઘાડેલીછે, તેમાં ઘણી છોકરીઓ વીદ્યાભ્યાસ કરેછે.

સેઠ કાનુ ખેતશીએ પણ નાસીક તથા પ્રાગમાં ધર્મશાલાઓ બંધાવી લોકોપયોગી કામ કરેલાંછે.

સેઠ ચતુરભુજ મુરારજીએ જબલપુરમાં ધર્મશાળા તથા અબડાશામાં તેરા ગામ પાસે લોકોપયોગી તલાવ બંધાવેલુંછે, તથા ત્યાં સાધુ સંતને સદાવત આપવું સરૂ કર્યુંછે, એ ગ્રહસ્થ દીલના ઘણા ઉદારછે.

સુરતવાલા શેઠ પરસુદાસ કશનદાસ મોદી આજ આશરે ૩૫ વરશ થયાં અંગ્રેજ સરકારની નોકરી કરેછે, અને હાલમાં કેટલાંએક વરશ થયાં મુંબઇમાં એકાઉંટંટ જનરલની આફીશમાં મોહોટો હોદ્ધો ધરાવેછે; તેઓએ આશરે વરશ બે સુધી આશીશટ એકાઉંટંટ જનરલનો હોદ્ધો ભોગવ્યોછે ને હાલમાં પણ તેજ ઓદ્ધાને લગતું કામ ચલાવેછે. એઓએ ઘણીજ પ્રમાનદારીથી તથા ચાલાકી અને હોશીઆરીથી નોકરી લાંબી મુદત સુધી કીધી, તેના બદલામ હીંદુસ્તાનની વડી શરકારે તેમને "રાવ બાહાદુર" નો કીતાબ બક્ષીએછે.

બીજા પણ ઘણા ભાટીઆઓએ જુદી જુદી જગાપર ધર્મશાલાઓ અને સાધુ સંતને માટે અનદાનના સદાવતો કરેલાંછે, તે બધા વીશે વીવેચન કરતાં ગ્રંથનો વીસ્તાર ઘણો વધી જાએ, માટે ટુંકામાં પતાવીએ છેએ.

આજે ભાટીઆઓ ઇસ્વર કૃપાથી સર્વ પ્રકારે ચડહતી હાલતમાંછે અને વેહવારીક બાબતોમાં ઘણા પ્રમાણીક હોવાથી સારી સોંભાને પામ્યાછે; તે છતાં તેઓમાં હાલ કુસંપનો પ્રસારો થએલો છે, તે મોહોટી દીલગીરીની વાતછે. માંહોમાહેના કુસંપથી નાત ચુંથાવા લાગીછે. કેટલાએક જુવાનીઆ સ્વેચ્છાચારી થઇ પૈશાના બલથી બીજાઓનું થયલું સગપણ તોડાવી પોતે પરણી બેસેછે અને એવા બીજા પણ ઘણાં અનર્થો થવા લાગાછે. નાત વેહેવારની રીત પણ ઘણી ખરચાલી થઇ ગઇ છે. વેશવાલની બાબતમા પટલાં વીગેરેનો મોહોટો રીવાજ પડી જવાથી ઘણા ગરીબ ભાટીઆ કુંવારા રહી જાએછે. નાતની જમણવાર વખતે ઊતમ પકવાનોમાંથી જેટલો ભાગ ખાવામાં આવેછે તે કરતાં દોઢો ભાગ એઠવાડમાં બગાડ થાએછે. વીગેરે, વીગેરે ઘણી અવ્યવસ્થા ચાલેછે તે બધી આપણા નાતીલાને મોહોટી નુકશાનકારક છે. જો આપણી નાતમાં સારો સંપ હોય તો કોઇપણ

રીતની અવ્યવસ્થા રેહવા પામે નહી પણ કુસંપને લીધે તે ટકી રહેલી છે. કુસંપ છે તે મોહટા પાપનું સ્વરૂપ છે માટે તેને કાઢી નાખવા વીર પુરૂષો-એ મેદાન પડવાની જરૂર છે. મુંબઇમાં ભાટીઆઓની મોહોટી સંખ્યાછે, તેમાંથી ખરા પરોપકારી અને સખીદીલના માણશોએ આ વાત ધ્યાન ઉપર લેવી જોઇએ છૈએ. પશ્ચીમતરફના * દેશોમાં સંપ પ્રાધાન્ય હોવાથી ત્યાંના રાજા અને પ્રજા કેવી આબાદ અને ચહડતી હાલતમાં છે તે આપણુ નજરે જોયે છૈએ, માટે સરવે ભાઇઓએ સંપથી રેહવા ચાહેના રાખવી જોઇએ. કુસંપથી કેટલી ખરાબી થઇછે અને થાએ છે તે નીચેના કવીતા ઉપરથી જણાશે.

## કવીત.

કુસંપકે બાઢે તે અમરાપુર છુટ ગયો
દેવતા છુપાય રહે અસુરકે ત્રાસસે
રાજે રજવાડે શ્રીમંત સાહુકારકેતે
ડુબ ગએ દુનીઆમેં કુસંપ કંકાશસે
હાની નીપજાવે, ઉપજાવે ઉદવેગ માનુ
છાંય રહે ચિત્ત ખુરે વીરોધી આભાશસે
ચતુર અનેક દુખ આવત કુસંપ હીંતે
જાવત સુખ ચેન સબે ઉપાધીકે પાશસે ॥ ૧ ॥

બિગડયો પ્રહલાદ, તબ હિરણાકંસ ભયો
નાશ કંશકો નીકંદન કુસંપને કરાયોહે ॥
રાવનકી લંક તુટી બિગડે બિભીછનકે
ઇંદ્રજીત માર કપી કીશનને ખાયોહે ॥

* યુરોપ ખંડ.

પાંડવકે બિગડેતે કૌરવ સબ નાસ ભયે
જાદવકુલ આપશમેં લડકે લોપાયોહે ||
ચતુર અનેક રાજ એશે નિરબીજ ભયે
કરીકે કુસંપ કહો કોન સુખ પાયોહે? || ૨ ||

બલવાકી જવાલા ખુરી ઉઠી ચંહુ દેશમાંહી
ધ્રુજીહે ધરા હિંદ સારે દુખ પાયોહે ||
બિથુર રણ તુરી બાજી નીમચ મીરત ગાજી
તીખી સમસેર લીએ જોધ ઉઠ ધાયોહે ||
કેતે અમીરજાદે, ગાઢે રણ પ્રાણ છાંડે
કેતે ગયે લાંદે ઊંઠ જાનકું બચાયોહે ||
ચતુર અનેક રાજ એશે નીરબીજ ભયે
કરીકે કુસંપ કહો કોન સુખ પાયોહે? || ૩ ||

દેખિએ પ્રતાપી ચોહાન પ્રથીરાજ વીર
જાકો જશ ચંદ જેશે કવિઅનને ગાયોહે ||
સાબુદીન ઘોરીકું મારકે હટાય દીનો
જંગકે મેદાન ડંકા જીતકો દેવાયોહો ||
બિગડયો જબ આપહિકો સામત ચામુંડરાય,
દુશમનકે હાથ આપ કેદી પકડાયોહે ||
ચતુર અનેક રાજ એશે નિરબિજ ભયે
કરીકે કુસંપ કહો કોન સુખ પાયોહે? || ૪



# પ્રકરણ ૧૦ મું.

## પરચુરણ બાબતો.

### ભાટીઆઓએ જેશલમેરથી ખસ્યા પછી કરેલા પરાક્રમનું ટુકમાં વરણન.

મહમદ ઘોરીએ દીલી સર કર્યા પછી તેની તરફથી નગર ઠઠાની અંદર સીકંદરશાહ નવાબ અમલ ચલાવતો હતો; આ વખતે ગીલચા જાતના પાહાડી મુશલમાન ટોલાબંધ સીંધ તથા પંજાબમાં ઉતરી લડાઇ કરી લુંટ ફાટ કરવા લાગા હતાં; તેમની સામે થઇ મારી હટાવવા દીલીથી બાદશાહે શીકંદરશાહ નવાબના ઉપર હુકમ મોકલ્યો હતો. શીકંદરશાહ ઘણી વખત તેમની સામે ચહડી ગયો પણ તેમનું જોર નરમ પડયું નહતું; એટલામાં રીણસીંગજી ભાટી પોતાની જાતના ત્રણશો લડવઇઆ જોદ્ધા. સાથે નગરઠઠે જઇ શીકંદરશાહા નવાબની પાસે નોકરી નોંધાવી. આ વાતની દીલીના બાદશાહને ખબર થતાં ગીલચા લોકોની સામે ચડાઇ લઇ જવા રીણશીંગજી ભાટીને હુકમ કરવા શીકંદરશાહ નવાબ ઉપર હુકમ મોકલ્યો.

રણસીંગજી ભાટી પોતાના ત્રણશો જુવાન સાથે લઇ શીકંદરશાહ સાથે લડાઇ ઉપર જવા તઇઆર થયા. સરહદ ઉપર જઇ એકસંપી બાહાદુર ભાટીઓ ટોપ બખતર સજી એક હાથમાં ઢાલ અને બીજા હાથમાં તલવાર લઇ ગીલચા લોકો ઉપર જઇને પડયા. જોતાં જોતાંમાં ગીલચાઓના બે હજાર માણશોને કતલ કરી નાખ્યાં અને બાકીના માણશ એક હજારને આશરે રહ્યાં તે જીવ લઇને ભાગી ગયાં, તેઓનો અસબાબ સરવે છાવણીમાંથી ઊંઠો ઊપર ભરી રીણસીંગરાએ લાવી સીકંદરશાહને આપ્યો અને પોતે મેલવેલી ફતેહને માટે ઇનામ માંગ્યું. ભાટીઓએ દેખડાવેલી બાહાદુરીને માટે સીકંદરશાહે ત્રણશો ઘોડા, ચાર હાથી, મોતીની માલા, હીરાની અંગુઠી તથા ઉતમ પોશાક અને એક લાખ મોહોર રીણસીંગરાયને ઇનામ આપ્યું અને ગીલચાઓની પીઠ પકડી તેમને પાછું માથું ઊંચકવાની આડ ભુલાવી દીધી. સીકંદરશાહને પોતાની મુશલમાની ફોજ ઉપરથી

મોહ ઉતરી ગયો અને ભટીઓ સાથે ઘણોજ મન મીલાપ બંધાયો. સીકંદરશાહ નવાબ, દીલીપત એહમદશાહ બાદશાહની સલામે ગયો, ત્યાં ગીલચા સાથની લડાઈ વીસે વાતચીત થાતાં તેણે ભટી ફોજની બહુજ તારીફ કરી તેથી એહમદશાહ બાદશાહે તેમને જોવા શારૂ દીલી તેડાવ્યા. રાણસીંગજી પોતાના ત્રણશે જુવાનને સજ કરી હાથી ઘોડા વીગેરે મોહોટા દબદબાથી દીલી આવ્યા, ત્યાં સીકંદરશાહ નવાબને મળ્યા તથા બીજા સરદારોને મળ્યા, પછી બાદશાહે પણ તેમની મુલાકાત લીધી. ભટીઓના ઊગ્ર ચેહેરા ઉપર દીપી નીકલેલી તેમની શર્યતા અને બાહદુરી થી બાહદશાહા બહુ પ્રસન થયો અને તેમને પોતાની સાહેતામાં રાખવા મનસુબોકરી હાથી, ઘોડા, મોતીની માલાઓ તથા સોનાની હીરા શાંકલીઓ કડા વીગેરે યોગ્યતા પ્રમાણે સરવેને ઈનામ આપી, પાંચ હજારની ફોજ ઉપર સીરદારી આપી, અટકપાર ચોકી કરવાનું તથા પેશાવરમાં થાણું રાખવાનો હુકમ કર્યો અને આ ચાકરી બજાવે તેના બદલામાં રાણશીંગજીને પાંચ લાખની જાગીરનો પટો લખી આપ્યો તથા રાઓનો ખેતાબ આપયો. અમારા ધારવા પ્રમાણે પટીઆલાનું રાજયછે તે આ રાણસીંગજીથી શરૂ થયું હશે કારણ કે પાંચ લાખની જાંગીરીનો પટો મલવાથી તે પટીઆલાનું રાજ્ય કેહવાણું હશે; વલી પટીઆલાનો રાજા જાટછે તો જાટ એ એક ભટી રજપુતોની સાખાછે તેથી એમ અનુમાન થઈ શકેછે કે આ રાજની સરૂવાત, ઉપર લખી હકીગતના વખતથી હશે.

દીલીપત પાદશાહે જુલકરણ નાઝરને અટક પાર કાબુલની તરફનો સુબો ઠેરાવ્યો હતો તે વખતે તે સુબાની પાસે મુલકગીરીનું તમામ કામ કરવા સારૂ નારસીંહ ને ભુમલ નામના રાય હરીઆ નુખના ભટી સીરદારની નેમણુક કરેલી હતી. તેઓ ઘણા અમીર સ્વભાવના હતા. પોતાની જાતના ઘણા ભટીઓને મોહોટા મોહોટા હુદા ઉપર રાખી જશનામી મેલવી હતી. ઉદેશી નુખના નરોતમ ભટીને ફોજદારીનું કામ શોંપેલું હતું; મોતીરામને બક્ષીનું કામ શોંપેલું હતું, અને તેનો છોકરો તારાચંદ કરીને હતો, તેને લશકરી અમલદારનું કામ શોંપેલું હતું તેણે કાબુલની લડાઇમાં પોતાનો પ્યારો જાન કુરબાન કર્યો હતો.

ઈડર પરગણામાં ભાટી કશબાતી* હતા. જારે રાયસીંહજીએ રણા-

---

*જાગીરદાર.

સર ઉપર સ્વારી કરીને મુલક તાબે કર્યાં ત્યારે તેના ચોવીશ ગામમા થાણુ દાર કુંભાજી ભાટીને ઠેરાવ્યા હતા, તથા ટીટોઇના પટાવત અમરસીંહ ભાટી હતા તેણુ રાયસીહને લડાઇ વખતે ઘણી ઘણી મદદ કરી હતી અને વીશેશે કરી મરેઠાઓને બહુજ હંફાવ્યા હતાં. રાયસીંહના હુકમથી અમરસીંહ મારવાડની તરફ ગયા પણ ત્યાં ફાવ્યા નહી એટલે ઇદર પાછા આવ્યાં ત્યારે તેમને મણીઓલનો પટો રાયસીંહજીએ લખી આપ્યો હતો.

મહમદ બેગડાની પાસે જેચંદ અને દેચંદ નામના બે ભટીઓ પટાબાજ હતાં તેઓ ફોજને તલવારના હાથ કરવાની કવાયત શીખવતા હતાં અને બાદશાહ પાશે તેમનું બહુજ માન હતું.

સંવત ૧૭૫૦ ની લગભગમાં જ્યારે આગરાના તખત ઉપર અવરંગજેબ અથવા જેને પેહેલો આલમગીર બાદશાહ કેહેવામાં આવેછે તે હતો ત્યારે જોધપુરના રાજા તખતસીંહ જેશલમેરના ભટી રાજા ભીમસીંગજીની કુવરીસાથે પરણ્યા હતાં. આ વખતે જેશલમેરના ભટીરાજાએ અવરંગજેબ બાદશાહની સાથે મોહટી હરીફાઇ કરી ઓઝણું લુંટવાનું કામ બંધ કરાવ્યું હતું. એ હકીકત એવીછે કે—

અવરંગજેબ ઘણોજ ધર્માંધ અને જુલમી બાદશાહ થઇ ગયો; તેણુ હીંદુસ્તાનની પ્રજાને પીડા કરવાંમાં કાંઇ પણુ કસર રાખી નથી. ઘણા ઘણા દેવસ્થાનો ત્રોડી નાખ્યા, મુરતીઓ ખંડન કરી, લોકોને જોર જુલમથી વટલાવ્યા તથા હીંદુઓની સ્ત્રીઓનું હરણુ કરીને મુશલમાનો સાથે પરણાવી. છેલીવારે તેણુ એવો કાયદો કાઢયો કે કોઇ પણુ હીંદુ રાજા પરણુતો તેણુ પોતાની નવોઢા અવલમાં બાંદશાહની સલામે મોકલવી અને જો તે ન મોકલેતો તેનો દુલ્લો અથવા ઓઝણું લુટી રાજ કન્યાનો હરણુ કરી આગરે લઇ જવી. જોધપુરના આગલા રાજા જશવતસીંહજીને અવરંગજેબે કાબુલનો સુબો બનાવ્યો હતો, તેથી આ વખતે તેઓ ત્યા હતાં તેણુ અવરંગજેબની આ અધર્મ અને જુલમી ચાલને માટે નીદરપણુ ઘણી શીખામણુ આપી પણ અવરંગજેબ ઉલટો તેનાં ઊપર કફા થયો એટલામાં જશવતસીંગજી કાબુલમાં રામસરણુ પામ્યા. તેના છોકરાઓ ત્યાથી પાછા આવ્યા ત્યારે તેમના જનાનખાના ઉપર હાથ

નાખવા આવરંગજેબે ઘણી મેહેનત કરી પણ રજપુતો ઘણી યુકતીથી તેના સપાટામાંથી છટકી જઇ પોતાની ઇજત બચાવી હતી. અવરંગજેબ બાદશાહના જુલમ વીશે ભુખણ કવી નીચે લખ્યા પ્રમાણે વરણન કરે છે. એક વખત ભુખણ કવી અવરંગજેબની કચેરીમાં ગયો ત્યારે ત્યા બેઠેલાઓએ બાદસાહનુ વરણન કરવા ભુખણને ફરમાશ કરી તે ઉપરથી તે નીચે લખેલા બે કવીત બોલ્યો.



## કવીત.

॥ કીબલે કી ઠોર બાપ બાદસાહી સહાજાન, ॥
॥ વાકું કીઓ કેદમાનું મકે આગલાહી હે ॥
॥ દારા જેશો ભાઇ વાકું પકડકે કતલ કીનો ॥
॥ મેહેરહું ન આહી માકો જાયો સગો ભાહીહે ॥
॥ બંધુતો મુરાદબક્ષ પકડ કેદ કરવેતે, ॥
॥ બીચમેં કુરાન લાય ખુદાકી સોં ખાહીહે ॥
॥ કહે કવી ભુખન સુનહો અવરંગજેબ, ॥
॥ એતે કામ કીએ ફેર બાદસાહી પાહીહે ॥ ૧ ॥

॥ હાથોં તસબીર લીની પ્રાત ઉઠ બંદગીકો, ॥
॥ આપહી કપટ રૂપ કપટ રૂપ જપકે ॥
॥ આગરે મે આય દારા ચોકમેં, ॥
॥ સુનાયલીનો છત્રહી છીનાયો માનું બુઢે માર બપકે ॥
॥ કીનોહે ગોત્ર ગાવ શોતો મેં નાહી કહું ॥
॥ પીરકું વીદારે સુન સુગલીકે તખકે ॥
॥ કહે કવી ભુખન સતછંદી મતી મંદ ભયો ॥
॥ સોસો સુઆ મારકે બીલાડી બેઠી જપકે ॥ ૨ ॥

આવી કવીતા સાંભલીને અવરંગજેબ ઘણોજ ચીરડાઇ ગયો. પણ કચેરીમાં આવેલા કવી અથવા ભાટને કોઇ પણ રીતનો ઉપદ્રવ નહી કરવો એવો તે વખતે રીવાજ ચાલુ હતો તેથી તેને કહીકે બીજા જે કોઇ સારો રાજા કે બાદશાહ હોય તેની પાસે જા. આજથી છ મહીના પછી હું તારી ખબર લઇશ. ભુખણ કવી ત્યાથી ચાલીને પેશવાઇનો પાયો નાખનાર મરેઠા રાજા શીવાજીની પાસે સતારે ગયો ત્યા તેના પુછવાથી અવરંગજેબના જુલમ વીશે તેણે નીચે પ્રમાણે કહ્યું.

---

## કવીત.

|| આગલી નજાનું એક સાચી પેછાનું, દેવી, ||
|| દેવતા નમાનું મેં બાત કહું અબકી ||
|| આગેં બાદસાહનમે ચાહ હતો હિંદુનકો, ||
|| શાહ જાંગીર જહા કોન કહે તબકી ||
|| અકબર તેં બીબર, હીમાયુ હદ બાંધ ગયે, ||
|| દોનું સવાબ એક વેદ કુરાનકી ||
|| કાશી હું તે કલા ગઇ મથુરા મસીદ ભઇ, ||
|| શીવાજી ન હોતે તો સુનત હોત સબકી || ૧ ||

|| દેવલ ગીરાવતે ફીરાવતે નીશાન આલી, ||
|| એશો હુઓ રાવ રાને સબે ગએ લબકી ||
|| ગોરા ગનપત આપ ઓરનકું દેત તાપ ||
|| આપ આપકે મકાન માર ગયે દબકી ||

|| પીરાં પેગંબરા દીગંબરા સબ દેખ ||
|| બલી સીદ્ધકી સીધાઇ ગઇ બેઠે તે પુર સબકી ||
|| કાશી હું તેકલા ગઇ, મથુરા મસીદ ભઇ ||
|| શીવાજી નહોતે તો સુનત હોત સબકી || ૨ ||

|| રાની રજવાડેકી દુકાના લગાય બેઠી ||
|| જીહાં જાય બાદશાહ સરા પુછે સબકી ||
|| બેટીકોચાર અરૂ ચારકી લુગાઇઊકો ||
|| દુશમનકોમાર દાવાદાર ગયે દબકી ||
|| એશી હુઇ બાત કાહુપેં ન દેખી જાત, ||
|| નાદાની ભઇહે બીશપાતી સો અબકી ||
|| કાશી હું તે કલા ગઇ મથુરા મશીદ ભઇ ||
|| શીવાજી નહોતેતો સુનત હોત શબકી || ૩ ||

આ રીતે ભુખણ કવીએ આપેલા ચીતાર ઉપરથી વાંચનારની ખાતરી થાશે કે અવરંગજેબ અથવા પેહેલા આલમગીર બાદશાહના વખતમાં લોકો ઉપર કેટલો જુલમ ગુજરતો હતો. હીંદુઓની સ્ત્રીઓને પકડી લઇજવાંના રીવાજથી ઘણા લોકોના દીલ ઉશકેરાઇ ગીઆ હતાં. જગા જગાએ બંદ અને ઝપાઝપી થાતી અને માણશોના અમુલ્ય સરીરનો ભોગ અપાતો. આવા હીંગામ વખતે જેશલમેરની ગાદી ઉપર ભીમસીંગજી નામનો ભટી રાજા હતો તેને એક કુવરી હતી તે મોટી થઇ ત્યારે તેને પરણાવવાની ચીંતા મનમાં ઉતપન થઇ પણ બાદશાહના જુલમથી જે રાજા કન્યાનુ રક્ષણ કરે તેને તે કન્યા આપવી એવો ઠેરાવ કરી એક ભાટને રજવાડામાં ફરવા મોકલ્યો. ભાટ ફરતો ફરતો જોધપુરના રાજા તખતસીંહની કચેરીમાં ગયો અને ત્યાં તે સઘલી હકીગત જાહેર કરી, તે વખતે કચેરીની અંદર કલોજી અને બારમલ નામના જમીનદાર રજપુતોનાં જુવાન સોલ સોલ વરશના બે છોકરા

બેઠા હતા, તેઓએ ઉઠીને રાજાને અરજ કરી કે અમે એ કન્યાનું રક્ષણ કરસું. બાદશાહની તરફથી, અથવા બીજા કોઇ તરફથી જરાપણ હરકત થવા દૈસું નહીં, માટે રાજાજીએ ભટી રાજયકન્યાનું માંગું સ્વીકારવું. કલોજી અને ભારમલ ઘણાજ બાહાદુર, ડાહ્યા અને યુકતીવાન ગરાશીઆ હતા, તે વીશે રાજા તખતસીંહજી સારી રીતે જાણતા હતા તેથી તેઓના ભરૂશા ઉપર રાજાએ ભટીઆણી કન્યા સાથે પરણવાનું કબુલ કર્યું. ભાટ ત્યાંથી ચાલીને જેશલમેર આવ્યો અને ભીમસીંગજી રાજા પાસે બનેલી હકીગત સરવે જાહેર કરી. રાજા ખુશી થઇ નારીયલ ચીત્રોને જોધપુર મોકલાવી આપ્યો, અને સુભ મુહુરત જોવરાવી લગ્નને માટે ખાંડું મોકલવા કેહવરાવ્યું તથા કલાજી અને ભારમલને પોતાના પુરતા જાબદાથી સાથે રેહેવા બંદોબસ્ત કરવાનું લખ્યું. જોધપુરના રાજાએ પાકા બંદોબસ્તથી ખાંડું જેશલમેર લઇ જવા તથા કલાજી અને ભારમલને મોહોટાં માનથી સાથે રાખવા પોતાના પ્રધાનો અને લશકરી સીરદારોને હુકમ કર્યો. જોધપુરના સીરદારોને કલાજી અને ભારમલના વીશે દ્વેષ ભાવ હતો તેથી તેઓએ એ બે ભાઇને ખબર નહીં કરતાં ઓઝણું લઇને જેશલમેર ગયા. ભટી રાજા ભીમસીંગજીએ કલાજી અને ભારમલ વીશે પુછપરછ કરી, તેને તેઓએ એવો જવાબ આપ્યો કે તે બેહુ ભાઇઓ સરહદ ઉપર છાવણી નાખી બાદશાહની ફોજનો અટકાવ કરવા રહેલાછે અને દશ હજાર માણશ સાથે અમે આહીં આવ્યા છૈયે. ભાટી રાજા ભીમસીંગજીને આ વાત બરોબર ભાંસી નહીં પણ ખાંડું આવેલું પાછુ ફેરવાય નહીં, તેથી પોતા તરફથી બનતો જાબદો કરી કન્યા ખાંડાં સાથે પરણાવી, અને કુંવરીને ઓઝણાની સાથે વીદાય કરતી વખતે ભટી રાજાએ મોહોટી હુશીઆરી કરી. જોધપુરથી ખાંડાંની સાથે આવેલાં માણસો માંહેના કોઇને પણ ખબર પડવા નહીં દેતાં પોતાની કુંવરીને મરદાંની પોશાક પેહેરાવી પોતાના કુંવર સાથે ઊંટ ઉપર સ્વાર કરી અગાઉથી જોધપુર મોકલાવી આપી અને ઓઝણામાં મોકલવા સારૂં કન્યાવેશે બે કીશોર વયના ભાટી કુંવરોને તઇઆર કર્યા. તેઓને સમજણ આપી કે રસ્તામાં બાદશાહની ફોજ તમારો રથ પકડશે પણ તમે છેક બાહદશાહના મેહેલમાં દાખલ થાઓ અને બાદશાહની એકાંતમા મુલાકાત

થાએ તેની અગાઉ તમે સ્ત્રી નહીં પણ મરદ છો એમ કોઇને પણ જાણ થવા દેશોમાં; અને મેહેલમાં બાદશાહ આવ્યા પછી તમારી હુશીઆરી અને બાહાદુરીનું પ્રકાશ કરજો. આવી ગોઠવણ કરી વેશધારી કુંવરીને તથા તેની સાથે જવા એક જુવાન વેશધારી દાસી તથા એક ખરેખરી વૃધદાસીને તૈઆર કરેલા રથમાં બેશાડી. તેજ રથમાં ખાનપાનને માટે પણ સારો બંધોબસ્ત કરાવ્યો તથા વીદાય કરતી વખતે રાજ્યવંસીઓએ કુંવરીને સારી રીતે સોના મોહોરો તથા રૂપા નાણું આપ્યું તે સરવે પણ તેજ રથમાં રાખવામાં આવ્યું. શીવાય ખાંડાંની સાથે આવેલા માણશોને પણ યોગ્યતા પ્રમાણે પોશાક આપી વીદાય કર્યા; સાથે બસો સીરબંધી પોતાના પણ મોકલ્યા. એઓનું જેશલમેરથી આલ્યા પછી જોધપુરની સરહદ ઉપર બાદશાહે મોકલેલી ફોજ સાથે તેને મુકાબલો થયો. લડાઇ થઇ તેમાં જોધપુરના રાઠોડોનો પરાજય થયો અને કન્યાના રથને બાદશાહના સીરદારો કેદ કરી આગરા તરફ લઇ ચાલતા થયા.

જોધપુરના સીરદારોએ પોતાની કસુર છુપાવવા સારૂં એવી અફવા ચલાવી કે કલોજી અને ભારમલ બાદશાહની ફોજ સાથ નીશતેજ થઇ ભાગી ગયા. કલાજીને તથા ભારમલને આ વાતની ખબર થતાં બહુજ અફશોશ પેદા થયો. રાજકુલીમાં આબરૂ ગઇ અને જાગીર ખોવાનો વખત નજીક આવ્યો તેથી આ બે જણાએ વીચાર કરી પોતે ભાટનો વેશ લીધો; ઘોડા તઇઆર કરી ખોગીરમાં સારી પેઠે ખજાનો ભરી બાદશાહની ફોજ કન્યાનો રથ લઇ જતી હતી તેની પુંઠ પકડી.

અહી પેલી વેશધારી કન્યાએ ફોજની અંદર એવી વાત ફેલાવી કે આજે ચાર દીવશ થયા જયારથી રથ પકડાયો છે ત્યારથી રાજ્ય કન્યા અન પાણી તજીને બેઠીછે. બાદશાહના અમલદારોએ પોતા સાથની લોંડીઓ સાથે ઘણી વ્રષ્ટી કરાવી પણ કન્યાએ ખાવાની વાત કબુલ કરી નહીં અને અપવાશ કરી દેહનો ત્યાગ કરીશ એમ કહીઊં. ચોથે દીવશે એક ગામડાને પાદરે બાદશાહની ફોજે પડાવ નાખ્યો; તે ગામ જોધપુરવાલાનું હતું. કલોજી અને ભારમલ આ જગાએ આવી પોંહોંતા. તેઓએ ગામના મુખી પટેલને મલી બાદસાહી અમલદારો સાથે એવો બદોબસ્ત કરાવ્યો કે રાજ કુવરીએ ચાર દીવશ થયા ખોરાક ખાધો નથી તેથી મુખીના

ઘરની ઓરતો પોતાના ઘરનું થાલ પુરીને લઇ જઇ જમાડશે અને જે વખતે મુખીના ઘરની ઓરતો રાજકુંવરીને જમાડવા જાએ તે વખતે તે તંબુની અંદર બીજી કોઇપણ દાસીએ તથા માણશે રેહેવું નહી, એવો બંદોબસ્ત કરાવ્યો. કબુલાત પરમાણે બે ઓરત મુખીના ઘરની તથા બે ભાઇ કલોજી અને ભારમલ ઓરતોનો વેશ લઇ ખોરકની થાલી ભરી લઇને ત્યાં ગયાં. તંબુની અંદર દાખલ થયા પછી કલાજીએ રાજ કન્યાને કહ્યું કે અમે કલોજી અને ભારમલ બે ભાઇઓ છઇએ. જોધપુરના ખાંડાની સાથે અમને નહી લાવવા ત્યાના અમલદારોએ પ્રપંચ કર્યો હતો પણ તે વાત હાલ જાહેર કરવાની નથી; તમે અમારો પોશાક પેરીને આ મુખીના ઘરની ઓરતો સાથે બાહર નીકલી જાઓ, તમને મુખી રાતો રાત ઊંઠની ટપાલથી જોધપુર મોકલાવી દેશે અને તમારી વતી અમે રથમાં બેશી બાદશાહ પાશે જાસું. વેશધારી રાજકન્યાએ જબાબ આપ્યો કે તમારી બાહધુરી અને દાહપણ ભરેલી યુકતી વીશે અમને સંપુરણ ભરૂશો છે પણ જેમ તમે રજપુત બચ્ચા છો તેમ અમે પણ રાજ બીજ છેએ અને પરમેસ્વરની કૃપાથી અમે એવી ઉમેદ રાખીએ છેએ કે રાજ કુલી ઉપરના આ અસહ્ય જુલમનો અમે અંત લાવશું. કલાજી તથા ભારમલે તેને ઘણી ઘણી રીતે શમઝાવી પણ તેણે કલાજીની ગોઠવણ પ્રમાણે નીકલી જવાનું કબુલ કર્યું નહી; તોપણ કલાજીનો ઘણો આગ્રહ જોઇ એમ કહીઊંકે જો તમારી એવી મરજીછે તો તમે બેજણા દાસી રૂપે અમારી સાથે આગરા લગી આવવાનું બાદસાહી અમલદારો સાથે બંધોબસ્ત કરો કલોજી મુખીના ઘરની ઓરતો સાથે તંબુમાંથી પાછો ગયો અને મુખીને ફોજના અમલદાર પાસે મોકલી ગોઠવણ કરાવીકે રાજકુવરી સાથે આગરા સુધી મુખીના ઘરની બે ઓરતોએ જાવું અને રસ્તામાં કુવરીને ખાન પાન વીગેરેની તજવીજ રાખવી. આવી ગોઠવણ થયા પછી કલોજી અને ભારમલ પણ ઓરતોનો પોશાક પેહેરીને વેશધારી રાજકુવરી સાથે ગયાં. આગરાની નજીકમાં પોહોંતા ત્યારે પકડી આણેલાં ઓઝણામાં કાંઇ દગોતો નથી તેની તપાશ કરવા સારૂ બાદસાહે પોતાની દાસીઓને પાંચ કોશ ઊપર સામી મોકલી. બાદશાહની દાસીઓ રાજયકન્યાને જોવાને આવીઓ તેમને રાજકુંવરીએ અડપ સડપ મોઢું દેખડાવી એક એક મુઠ સોના મોહોરમી આપી જે લઇને દાસીઓ ઘણી ખુશી થઈ બાદશાહ પાશે જઇ

રાજ્યકુંવરીના વખાણ કરવા લાગીઓ. જારે ઓઝણું આગરાની તમામ નજીક આવ્યું ત્યારે બાદશાહે વધારે તપાશ કરવા સારૂં નાઝરોને મોકલ્યા. રાજકુંવરીએ તેમને પણ સોના મોહોરોની મોહોટી રકમ ભેટ કરી ખુશીની સાથે પાછા વાલ્યા. તેઓપણ બાદશાહની પાશે જઇ રાજકુંવરીની તારીફ કરવા લાગા. ઓઝણું ગામમાં દાખલ થયું અને બાદશાહે તેમના માટે તઇઆર કરાવેલા મેહેલની અંદર આ રાજકુંવરીને ઉતારો આપ્યો. ભાટી રાજકુંવરીએ બાદસાહ પાસેથી એવો બંધોબસ્ત કરાવ્યો કે રસ્તાની લાંબી મજલથી કુંવરીને ઘણો થાક લાગેલોછે તેથી તે આ-સાએશ લેશે માટે તેની સાથની દાસીઓ સીવાએ બીજી કોઇપણ દાસીએ અથવા નાજરે આજનો દીવશ એ મેહેલમાં આવવું નહીં. બાદસાહે આ બંધોબસ્ત કરાવી આપ્યો; અને રાતની વખતે બાદશાહ એ મેહેલમાં દાખલ થયા પછી રાજકુંવરી સાથની દાશીઓએ તે મેહેલનો કબજો સંભાલ્યો અને દરવાજા તથા ડોઢીઓને તાલાં માર્યાં. આ બનાવ બન્યો તે વખતે અવરંગજેબ બાદશાહ ઘણો બુઢો થયો હતો તેથી તેની સ્થીતી આગલના જેવી ન હતી. બાદશાહ મેહલના ત્રીજા માલ ઉપર દાખલ થયો ત્યારે આ રજપુત બચ્ચાઓએ તેને પોતાનો રૂપ બતાવ્યો. ભટી રાજકુંવરીનો વેશ ધરનાર રજપુત ખંજર લઇ બાદશાહની છાતી ઉપર ચહડી બેઠો. બાદશાહ આ દગા ભરેલા બનાવથી ઘણો ગભરાઇ ને મનમાં ઘણી પ્રકારના અંદેશા લાવવા લાગો. ભટી અને રાહોડ રજપુતોના આં ચાર છોકરાઓએ બાદશાહને તમામ રીતે કાયર કર્યો તથા તેની ડાઢી મુંછ મુંડી લીધી. અને તેની પાસેથી દસ્તાવેજ લખાવી લીધો. આખી રાત બાદશાહને તાબાન કર્યો. સવારનો પોહોર દીવસ ચડયા સુધી પણ મેહેલના બારણા ઉઘડયાં નહી. અમીર ઉમરાવો અને મુશદીઓ સઉ ત્યાં આવી ખોટી થઇ રહા. બાદશાહ રજપુતોની ઘણી કાકલુડી કરવા લાગો પણ તેઓએ કહીઉં કે તું દગલબાજછે માટે તુને જીવતો છોડશું નહી. અંતે એવો ઠેરાવ થયો કે એક કાજીને મેહલમાં દાખલ થવા દેવો અને તે આવી સહી સીકા સાથનો પાકો દસ્તાવેજ કરી આપે કે હવેથી કોઇ પણ ઓઝણા અથવા દુલ્લાને બાદશાહ તથા બાદસાહી સુબા અથવા નવાબે કોઇ પણ રીતની હરકત કરવી નહી. અને જેશલ મેરના રાજાને ખંડણી માફનો દસ્તાવેજ કરી આપવો.

આવી સોગન બંધી કબુલાત ઊપરથી એક કાજીને મેહલમાં દાખલ કર્યો તેણે આવી ઉપર લખ્યા બે દસ્તાવેજ કરી આપી તેના ઉપર બાદશાહનો સહી સીકો કરાવી આપી આ રજપુતોને સ્વાધીન કર્યા. તે પછી તેઓએ મેહલના દરવાજા ખોલ્યા. બાદસાહ સરમનો માર્યો મેહેલથી બાહાર નીકલ્યો નહી અને આ રજપુતો પોતાના રથમાં બેશી જેશલમેર આવ્યા. દસ્તાવેજો ભટી રાજાને દેખડાવ્યા તથા બનેલી હકીકત નીવેદન કરી. ખંડણી માફનો દસ્તાવેજ જેશલમેરના રાજાને આપ્યો અને જજીઆ * વેરાનો માફી પત્ર તથા દાઢી મુંછ લઇને કલોજી તથા ભારમલ જોધપુર ગયા. જેશલમેરના રાજાએ તથા જોધપુરના રાજાએ પોત પોતાની તરફના રજપુતોને તેઓએ બજાવેલી અમુલ્ય શેવાના બદલામાં જાગીર બક્ષીશ આપી નીવાજ્યા.

---

* પરણેલી રાજકન્યાને પકડી આગરે લઇ જવાનો કાયદો.

